ર

મહાત્મા ગાંધી વિદુષી એની બેસન્ટ
લોકમાન્ય તિલક મરહુમ ગોખલે
દેશભક્ત લજપતરાય પન્ડિત માલવિયા
અને બાબુ બિપિનચન્દ્ર પાલનાં

# ઉપયોગી ભાષણો.

પ્રકાશક.
રતિલાલ ડી. કાપડીઆ
બાલાજીરોડ—સુરત.

છપાય છે!　　　　　　　　છપાય છે!

# ઇન્ડેમ્નિટી બીલ.



( અમલદારોને દોષમુક્ત કરનાર ખરડો )

વિરૂદ્ધ

પંડિત માલવિઆએ વડી ધારાસભામાં કરેલું ભાષણ

અથવા

## પંજાબના અત્યાચારનો સંપૂર્ણ અહેવાલ.



ટુંક મુદતમાં પ્રસિદ્ધ થઈ બે ભાગમાં

બહાર પડશે.



# રાષ્ટ્રીય શિક્ષણ.

મહાત્મા ગાંધી વિદુષી એની બેસન્ટ
લોકમાન્ય તિલક મરહુમ ગોખલે
દેશભક્ત લજપતરાય પન્ડિત માલવિયા
અને બાબુ બિપિનચન્દ્રપાલના

ઉપયોગી ભાષણો.

પ્રકાશક.

રતિલાલ ડી. કાપડીઆ

બાલાજીરોડ—સુરત.

# પ્રકાશકના બે બોલ.



આ લઘુ પુસ્તકમાં દેશના મહાન નેતાઓએ વર્તમાન શિક્ષણપદ્ધતિના દોષો તથા રાષ્ટ્રીય શિક્ષણની અગત્યતાના સંબંધમાં જુદે જુદે સ્થળે આપેલા ભાષણોનો અનુવાદ કરી સંગ્રહ કરવામાં આવ્યો છે. આધુનિક કેળવણીની કેટલી કેટલી ખામિઓ છે, રાષ્ટ્રીય શિક્ષણ શું છે, તે કેવી રીતે અપવું જોઇએ તથા તેમાં દેશનું કેટલું હિત રહેલું છે વગેરે આ ભાષણોમાં ઘણીજ સારી રીતે સમજાવેલું છે. સાધારણ ભણેલો વર્ગ સમજી શકે તેવા હેતુથી ભાષાંતર સરળ કરવાનો બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે. આવા આવા લોકોપયોગી વિષયો સંબંધી પુસ્તકો પ્રસિદ્ધ કરી તેનો પ્રચાર કરવામાં આવે તો દેશને ઘણો ફાયદો થાય એવી હમારી માન્યતા છે. આશા છે કે આ ન્હાનું પુસ્તક જનસમાજને અને ખાસ કરીને યુવાન વર્ગને ઉપયોગી થઇ પડશે.

પ્રકાશક.

# જાહેર ખબર.



અમે ભાષણો તથા રાજકીય, નૈતિક, ધાર્મિક વીગેરે કોઇપણ વિષયના અંગ્રેજી પુસ્તકોનો તથા નવલ કથાઓનો શુધ્ધ સરળ ગુજરાતી ભાષામાં તરજુમો કરી આપીએ છીએ. વળી કોઇ પણ લેખ અથવા દસ્તાવેજ ખતપત્રો વીગેરેનો પણ અમે તરજુમો કરી સાહિત્યને લગતું કોઇ પણ કામ તથા અંગ્રેજી અને ગુજરાતીમાં કોઈપ-ણ લખવાનું કામ અમે જોઇએ તેવું કરી આપીએ છીએ લખાણો ટાઇપ કરાવવા હોય તે પણ અમે વ્યાજ-બી દરથી કરાવી આપીશું. વિશેષ માહિતી માટે

**મેનેજીન્ગ ડિરેક્ટર લિટરરી બ્યુરો,**

**બિરભાંગીર મેન્સન** મુંબઈ ૪

એ શીરનામે લખવું.

# રાષ્ટ્રીય શિક્ષણ.



## ભાષણ ૧ લું

## —મહાત્મા ગાંધી—

હાલના સમયની અંગ્રેજી શિક્ષણ-પદ્ધતિ હિન્દુસ્થાન જેવા દેશ માટે યોગ્ય નથી. બાળકો તથા બાળાઓનો ઘણો સમય તો પોતાની માતૃભાષામાં અને અંગ્રેજીનું માતૃભાષામાં ભાષાંતર કરવામાંજ વ્યતીત થાય છે. અને તેમ છતાં પણ આ અથાગ પરિશ્રમના બદલામાં તેઓને અંગ્રેજીના ઉપર ચોટીયા જ્ઞાન સિવાય બીજું કાંઈ હાથ લાગતું નથી, વળી તેમાંથી કૉલેજોમાં અભ્યાસ કરનારાઓમાંના ઘણા ખરાઓ કાંઇ સંતોષકારક પરિણામ લાવી શકતા નથી. વર્ષોના વર્ષો અભ્યાસ કરતાં પણ વિદેશી ભાષાનું પુરૂં જ્ઞાન તેઓને મળતું નથી. ઘણા વિદ્યાર્થીઓ તો અંગ્રેજી ભાષાદ્વારા શીખેલા કેટલાક વિષયોની પરીક્ષા આપ્યા બાદ ભુલી પણ જાય છે. વર્તમાન સમયની શિક્ષણ-પદ્ધતિ ગોખણપટ્ટીની ઘણી ભયાનક રીતિ શીખવે છે. આવા પ્રકારનું શિક્ષણ વિદ્યાર્થીઓના આત્માને ઉચ્ચ બનાવી શકતું નથી. કેટલાક વિદ્યર્થીઓને તો વિદેશી ભાષાનો ફકત અપૂર્ણ પરિચય થાય છે. અને તેથી તેઓ પોતાની માતૃભાષા શિખવાથી પણ આઘે નાસે છે. શિક્ષણ ખાતાના અધિકારીઓ વિદ્યાર્થીઓને માતૃભાષા દ્વારા કેળવણી આપવાનું શરૂ કરે તો તેઓ અંગ્રેજી દ્વારા શિખતા વિષયો બરોબર સમજી શકે અને અંતે સારા નાગરિક તરીકે બહાર પડે. આ દેશના રાજ્યમાં, અદાલતોમાં, ઓફીસોમાં, વ્યાપારમાં તેમજ અન્ય ખાતાઓમાં અંગ્રેજીને બદલે હિન્દી અથવા હિન્દુસ્તાની ભાષા દાખલ કરવી જોઇએ, અને એ હિન્દી ભારતવર્ષની રાષ્ટ્રભાષા થવી જોઇએ; આ પ્રશ્ન એવો છે કે જેના હાથ ધરવાપર દેશની ઉન્નતિનો આધાર રહેલો છે. આજકાલ તો અંગ્રેજી શિક્ષણ પામેલા લોકો માંહોમાંહે અંગ્રેજીમાં વાતચિત કરે છે અને તે પણ ભાંગીતૂટી ભાષામાં ! આપણી કૉન્ગ્રેસો અને કૉન્ફરન્સોનો કાર્યક્રમ

પણ અંગ્રેજી ભાષામાં ચાલે છે! આપણા સારામાં સારા ન્યુસ પેપરો અને માસિકો પણ અંગ્રેજીમાંજ પ્રસિધ્ધ થાય છે. અવકાશ અને રજાનો સમય પણ અંગ્રેજી સાહિત્યના અભ્યાસમાં વ્યતીત કરવામાં આવે છે. યુરોપીઅનોની માફક ફાંકડા કપડાં પહેરવાનો આપણને શોખ થાય છે; તેઓના આચાર-વિચાર, તેઓના રીત-રીવાજ, આપણને પસંદ પડે છે. આપણે સર્વે વિચારો પણ સાધારણ એ ભાષામાંજ કરીએ છીએ અને સ્વપ્નામાં પણ એજ અગ્રેજી ભાષા દેખાવ દે છે. વિલાયતના નૈતિક રીત રિવાજનો આપણે અભ્યાસ કરીને આ દેશમાં કેવળ તે શરૂ કરવાનો યત્ન પણ કરીએ છીએ. અંગ્રેજી જાણનારાઓમાંના કેટલાક સર્વ ચીજની બરિકાઇથી તપાસ કરવાની યોગ્યતા ધરાવતા નથી અને સાધારણ રીતે તેઓ એ લોકના ખરાબ રીત-રિવાજનું અનુકરણ કરવા મંડી જાય છે. થોડું ઘણું અંગ્રેજી જાણનારાઓને લોકો શિક્ષિત ગણે છે તો પછી જેઓ અંગેજીમાં સારૂં લખી શકે—વ્યાખ્યાન આપી શકે તેઓની તો વાતજ શું કરવી! તેઓનેતો મહાન વિદ્વાન આલેખવામાં આવે છે. આપણી માતૃભાષાનું જ્ઞાન અંગ્રેજી સાથે સરખાવતાં કાંઇ વિસાતમાં નહિ હોય એમ ગણવામાં આવે છે. જેઓ માતૃભાષામાં નિપુણ હોય તેઓની આજીવિકા અનિશ્ચિત તેમજ સંદિગ્ધ રહે છે—તે એટલે સુધી કે કોઈ કોઈ વખત તેઓ બિચારાને પેટ માટે ભિક્ષા પણ માંગવી પડે. વિદ્વાનો, કવિઓ તથા લેખકો વગેરેઓના તો નસીબ ફુટી ગયા છે. અંગ્રેજી જાણનારા ભારતવાસીઓમાં માતૃભાષાના સાહિત્યનો અભ્યાસ કરવા ઇચ્છનારા ઘણા થોડાજ હોય છે. પ્રાચીન સંસ્કૃત સાહિત્યના પંડીતોનું યથાયોગ્ય સન્માન થતું નથી. પ્રાચીન ધાર્મિક ગ્રંથોનો વિકાસ કરવા ઇચ્છનારાઓને પ્રજા આજના સ્વાર્થના જમાનામાં અન્ધવિશ્વાસીઓના નામથી ઓળખેછે. હાઇસ્કુલોમાં સંસ્કૃત શિખવવા માટે ટુંક પગારે રાખવામાં આવતા શાસ્ત્રીઓને, યુનિવર્સીટીની બે ત્રણ પરિક્ષા પસાર કરનારાથી નીચી પંક્તિએ મુકવામાં આવે છે, જોકે વાસ્તવિક રીતે તો તેઓ આ શાસ્ત્રીઓના શિષ્ય થવાને પણ લાયક હોતા નથી. સાધારણ રીતે શિક્ષણ ખાતામાં વિદ્વાન માણસોને આવા નવયુવક અને બીનઅનુભવી શિક્ષકોને આધીન રાખવામાં આવે છે. હાલ ઉચ્ચ શિક્ષણ માટે અહિં તહિં જે વાત કરવામાં આવે છે તેને હું ધિક્કારૂં છું. દરેક ભારતવા-

સીએ પોતાની માતૃભાષા ઉપરાંત સંસ્કૃત, અરેબીક, હિન્દી અને ઉર્દુ એ ચારમાંથી એક ભાષા શીખવીજ જોઇએ. જે જુદા જુદા વિષયો વિદ્યાર્થીઓને શીખવવામાં આવે છે તેનું માતૃભાષાદ્વારા શિક્ષણ આપવું જોઇએ. અંગ્રેજી શાળાઓની સંખ્યા વધાર્યા સિવાય અને અંગ્રેજી ભાષાને સર્વવ્યાપક બનાવ્યા વિના હિન્દી સ્કુલોનો વિસ્તાર થવો જોઇએ; અને માતૃભાષાના શિક્ષણ માટે દરેક જગ્યાએ ઉત્સાહ વધવો જોઇએ. જો શિક્ષણ વિભાગ ભારતવાસીઓના હાથમાં સોંપવામાં આવે તો ઘણો ફાયદો થાય ! અને ભારતવાસીઓના મન નોકરી મેળવવાની લાલસામાંથી મુકત કરી તેઓનું ચિત્ત વ્યાપાર તથા કળાકૌશલ્યની ઉન્નતિ તરફ ખેંચી શકાય. આ દેશનો દરેક મનુષ્ય પોતાની જાતમહેનતથી પોતાનો નિર્વાહ કરી શકે એ આ દેશની ઉન્નતિનો ઉત્તમ મંત્ર છે. ખેતી કરવી એ એક શ્રેષ્ઠ ધંધો છે. ખેતી કરવાથી મનુષ્યની તન્દુરસ્તી સારી રહેછે અને તેથી કરીને માનવશકિતનો વિકાસ થાય છે. એ બાબત તરફ હું આપના બાલકોનું તથા સગાંવહાલાંનું ધ્યાન ખેંચવા માગું છું. છેવટે મહાત્મા ગાંધીજી કહે છેકે...By receiving English education, we have enslaved the nation. Hypocricy,· tyranny etc. have increased, English knowing Indians have not hesitated to cheat and strike terror into the people...... If this state of things continues for a long time, posterity will, it is my firm opinon condemn and curse us.

**અંગ્રેજી શિક્ષણ લઇને આપણે ભારતવર્ષની પ્રજાને ગુલામગીરીમાં જકડી લીધી છે. દાંભિકતા, જોરજુલમ વગેરે વધ્યા જાય છે. અંગ્રેજી જાણનારા હિન્દીઓ, પ્રજાને છેતરવામાં તેમજ ત્રાસ વરતાવવામાં પણ ખંચાતા નથી વસ્તુસ્થિતિ જો આ પ્રમાણે લાંબો સમય ચાલ્યા કરશે તો મને ભય રહે છે કે ભવિષ્યની પ્રજા આપણને દૂષિત ઠેરવશે, આપણી નિન્દા કરશે–આપણને શાપ દેશે.**

---

## ભાષણ ૨ જું

# —લોકમાન્ય તિલક—

આજે હું રાષ્ટ્રીય શિક્ષણ વિષે કાંઇક બોલીશ. 'રાષ્ટ્રીય શિક્ષણ' એ શબ્દોથી આપણે લોક વધારે માહિતગાર નથી તે માટે તેનો અર્થ સમજાવવાની મને આવશ્યકતા માલમ પડેછે. ફકત લખવુંવાચવું એ કાંઇ શિક્ષણ કહેવાય નહિ. એ તો શિક્ષણ મેળવવા માટે જરૂરીયાત વસ્તુ છે. ટુંકમાં શિક્ષણ તેને કહેવું કે જેની મદદથી આપણા પૂર્વજોની અનુભવેલી વાતો આપણે સમજી શકીએ, સેંકડો બલ્કે હજારો વર્ષો થયાં કરેલી તપસ્યાનાં બળે પ્રાપ્ત થયેલું જ્ઞાનરૂપી અમૃત આપણે ચાખી શકીએ, પછી ભલે તે પુસ્તકો દ્વારા મળે અથવા બીજી કોઇ રીતે મળે તેની ફિકર નહિ. દરેક કાર્યમાં શિક્ષણની જરૂર પડેછે તેમાટે દરેક મનુષ્યની ફરજ છે કે તેણે પોતાના પુત્રપુત્રીઓને કેળવણી આપવી. આપણો વ્યાપાર, કલાકૌશલ્ય વગેરે બીજાઓના હાથમાં જઇ પડયા છે, અને આપણે ખાલી હાથે બેઠા છીએ. કુંભાર ચિનાઇ માટીના વાસણ તો બનાવી શકેછે પરંતુ તે માટી કેવી રીતે ઉત્પન્ન થાય છે તે, તે જાણતો નથી અને તેથી આપણો વ્યાપાર નષ્ટ થઇ ગયો છે. એજ દશા ધાર્મિક શિક્ષણની પણ થઇ છે. ધર્મ એ શું છે તે જે આદમી જાણતો નથી તે પોતાના ધર્મ માટે મગરુર કેવી રીતે થઇ શકે? ધાર્મિક કેળવણીના અભાવનું એક મુખ્ય કારણ તો આ દેશમાં ખ્રિસ્તિ ધર્મનું છે. વ્યાપારીવર્ગ પોતાના બાળકોને શાળામાં મુકતા ખંચકાય છે—કેટલાક તો મોકલતા પણ નથી તેનું કારણ શું? તેનું કારણ એજ છે કે જે શિક્ષણની તેના સંતાનોને જરુર છે તે શિક્ષણ તેને મળી શકતું નથી એ ઉપરાંત કેળવણીની હાલની પદ્ધતિથી આજકાલ વિદ્યાર્થીઓ મોજ શોખમાં પડી જાય છે. સવારથી સંધ્યાકાલ સુધી એક કલાર્ક તરીકે ૧૦ રુપરડીના પગાર માટે કામ કરવામાં તે સંતોષ માનેછે પણ પોતાના બાપની ગાદી કે જે ઉપર લાખો રૂપીયાની આવક આવેછે તે ઉપર બેસવાનું તેને મન થતું નથી. આ સર્વનું એકજ કારણ છે અને તે એ છે કે જે શિક્ષણ આપવામાં આવેછે તે એકતરફી હોય છે.

સરકારને એન્જીનીયરો, ડૉકટરો અને કલાર્કોની જરૂર માલમ પડી તે કારણને લીધે તેઓએ એવી શાળા ઉઘાડી કે જેથી પોતાનું કામ સરે.

તે કારણને લીધે જેઓ એ શાળામાં કેળવણી લઇ બહાર પડ્યા કે તેઓને નોકરીની ધુન લાગી–નોકરીનું ગાંડપણ લાગવા માંડયું. શરુઆતમાં તો ઠીક હતું કારણ કે અંગ્રેજી ચાર પાંચ ચોપડી સુધી, અભ્યાસ કરનારાપણ પોતાનો નિર્વાહ સહેલાઇથી કરતા પરંતુ આજે તો તે બિચારાને ફાકવાને પુરા ચણા પણ મળતા નથી. તેઓને જમવાની વસ્તુ પણ પુરી મળી શકતી નથી. એ કારણને લીધે આપણે લોક હવે સાવચેત થયા છીએ અને આપણી આંખ કાંઇક ઉઘડી છે. શું આપણે આટલું જાણવા છતાંએ આપણી સાધારણ આશાઓ અને અભિલાષાઓ પુરી પાડી નહિ શકીએ ? એ દોષ આપણો નથી પરંતુ જે કેળવણી આપણને આપવામાં આવે છે તેનો છે. હવે પ્રશ્ન ઉપસ્થિત એ થાય છે કે હાલના શિક્ષણમાં સુધારો કેવી રીતે કરવો ? જો શિક્ષણનું કાર્ય આપણા હાથમાં હોત તો શું થતે ? જો તેમ હોત તો આજે તેમાં યોગ્ય ફેરફાર કરવામાં આવતે.

આપણે પહેલાં સરકારને કહયું કે કેળવણીનું કાર્ય અમને સોંપી દો. હમારે એવા શિક્ષણની જરૂર છે કે જેથી અમે સારા કેળવાયલા નાગરિકો બની શકીએ. મુંબઇના નામદાર ગવર્નરને આધુનિક શિક્ષણ-પદ્ધતિમાં કાંઇક ફેરફાર કરવાની આવશ્યકતા લાગી. પરંતુ તે નામદારે કહ્યું કે સરકાર પાસે પુરતા પૈસા નથી; આ પ્રમાણે કહેવું એ એક નકામું બ્હાનું છે–પરંતુ એ વાત સંભવિત પણ હોઇ શકે તે ખરૂં હોય કે ખોટું હોય પરંતુ એ તો સત્ય છેકે સરકાર આ વિષય ઉપર વિચાર કરી શકતી નથી, સરકાર આપણને ધાર્મિક શિક્ષણ પણ આપી શકતી નથી; એ પણ ઠીકજ છે, કારણકે સરકારનો ધર્મ જુદો અને આપણો ધર્મ જુદો. પરંતુ આપણા હૃદયમાં સ્વદેશપ્રેમની ઉર્મિઓ ઉછળે એવા પ્રકારની કેળવણી આપણને કેમ આપવામાં નથી આવતી ? અમેરિકામાં તો પાંચમાં કે છઠ્ઠા વર્ગમાં સ્વતન્ત્રતાનું શિક્ષણ આપવામાં આવેછે અને એ પ્રમાણે એ લોકો પોતાના બાળકોને રાજનીતિનું ભાન કરાવે છે. ૮૦ થી ૯૦ વર્ષની વાત ઉપર જર્મનીને વિલાયતના વ્યાપાર સાથે બરોબરી કરવામાં મોટું નુકસાન ગયું હતું. જર્મન સરકારે વિજ્ઞાન અને કળાનું શિક્ષણ આપવાનું તેથી એકદમ શરૂ કરી દીધું આજે તેજ જર્મની વ્યાપાર, કલાકૌશલ્યમાં એટલું બધું આગળ વધી ગયું છે કે દુનિયાના સર્વે દેશો તેનાથી બ્હીતા રહે છે. ખરી વાત તો એ છે કે સરકારને કાને

આ સર્વ વાતો નાંખવી જોઇએ. આપણે સરકારને ટૅક્સ આપીએ છીએ—તે શા માટે ? તે એટલા માટેકે સરકાર આપણું ભલું કરે; આપણી જરૂરીઆતો હમેશ ધ્યાનમાં રાખે; પરંતુ આપણી સરકાર આપણને નમાલા રાખવા ઇચ્છે છે. વિલાયત અને હિન્દુસ્થાનના વ્યાપારિક સ્વાર્થમાં પણ ફેર છે; સરકારે કયારથી આ કાર્યમાં હસ્તક્ષેપ કરવા માંડયો હશે વારુ ?

આપણા ગામોની શું દશા છે ? ગામોમાં જોઇએ તે પ્રમાણમાં શાળાઓનો અભાવ હોવાથી લોકો પોતાના છોકરાઓને કેળવણી આપી શકતા નથી. માટે એ પ્રચાર આપણે પોતે કરવો જોઇએ, આ વિષય ઉપર ઘણો વાદવિવાદ થઈ ગયો છે અને છેવટે એ પરિણામ નિપજ્યું છે કે યોગ્ય કેળવણી માટે રાષ્ટ્રીય શાળાઓની આવશ્યકતા માલમ પડી છે. આપણી પોતાની ઘણી ખરી નિશાળોમાં યોગ્ય કેળવણી આપવામાં આવતી નથી તે એટલાજ માટે કે સરકાર તરફથી મળતી મદદ બંધ ન થાય. એ માટે આપણી ફરજ છે કે આપણે જુદી સ્કુલ કાઢવી. આ તરફ પ્રજાનું ધ્યાન પણ ખેંચાયું છે; અખિલ દેશમાં એજ પ્રયત્ન ચાલી રહયો છે. આ દૃષ્ટિબિંદુથી જોતાં હરદ્વારનું ગુરૂકુળ એક નમુનેરુપ પાઠશાળા માલમ પડે છે. બિહાર અને મદ્રાસમાં પણ લોકોનું મન આવી શાળાઓ તરફ આકર્ષાઇ રહ્યું છે. હમારૂં મહારાષ્ટ્ર એ બાબતમાં થોડું પછાત છે. રાષ્ટ્રીય પાઠશાળા વિષે હું બોલી ગયો, હવે તે પાઠશાળા ખોલીને શું કરવું તે વિષે હું કહેવા ઇચ્છું છું.

રાષ્ટ્રીય વિદ્યાલયોમાં શીખવામાં આવતા વિષયોમાં સર્વથી શ્રેષ્ઠ અને પ્રથમ સ્થાન ધાર્મિક શિક્ષણને મળવું જોઇએ. ચારિત્ર્ય બાંધવાને માટે એકલી વ્યવહારિક કેળવણી પુરતી નથી; ધાર્મિક શિક્ષણની ખાસ જરૂર છે; કેમકે મનુષ્ય ઉચ્ચ સિદ્ધાન્તના અભાવે નીચ વિચારોમાં મગ્ન રહે છે કારણ કે જ્યાં આશય ઉચ્ચ હોય છે ત્યાં નીચતાનો અભાવ હોય છે. જગન્નિયન્તા સર્વ શકિતમાન પરમેશ્વરનું દુર્લભ દર્શન ફકત ધાર્મિક કેળવણીથી સુલભ બને છે. આપણો સનાતન ધર્મ કહે છે કે મનુષ્યો પોતાના કર્મના પ્રભાવે દેવતા તુલ્ય બની શકે છે હવે જો આપણે કર્મબળથી દેવતાઓ બની શકીએ તો આપણા કર્મબળથી યુરોપીયનોની માફક બુદ્ધિમાન અને કાર્યકુશળ કેમ નહિ થઈ શકીએ ? કેટલાક લોકોનું કહેવું છે કે સર્વ ટંટાફિસાદનું મુળ કારણ ધર્મ છે પરંતુ

હું માનપૂર્વક તેઓને પુછું છું કે શું ધર્મ ટંટાફિસાદ કરવાનું શિખવે છે? દુનિયામાં જો કોઇ પણ ધર્મ એમ શીખવતો હોય કે તમારા ધર્મમાં ચુસ્ત રહો, બીજાના ધર્મના વિચાર કરીને અદેખાઇ કરો નહિ, તો તે ધર્મ ફકત હિન્દુ ધર્મજ છે.

હવે આ શાળાઓમાં હિન્દુઓને હિન્દુ અને મુસલમાનોને મુસલમાન ધર્મ શીખવવામાં આવશે.

બીજી વાત એ છે કે વિદેશી ભાષા શીખવાનો અસહ્ય બોજો આપણા પરથી કમી થઇ જશે. યુરોપીઅનો આ દેશમાં લાંબો સમય રહેવા છતાં બે કલાક પણ આ દેશની ભાષા બોલી શકતા નથી. પરંતુ આપણા ગરીબ ગ્રેજ્યુએટોને અંગ્રેજી ભાષાનું સાધારણ કરતાં વિશેષ સારી રીતે જાણવાની અનિવાર્ય ફરજ પડે છે. આજ કાલ તો જેઓને અંગ્રેજી લખતાં વાંચતાં આવડે તેઓનેજ કેળવાયલા ગણવામાં આવે છે. પરંતુ ખરી રીતે તો કેવળ ભાષાના જ્ઞાનને શિક્ષણ કહી શકાય નહિ. એક વિદેશી ભાષાનો અભ્યાસ જોર જુલમથી હિન્દુસ્થાન સિવાય અન્ય દેશમાં કરાવવામાં આવતો નથી. જે શિક્ષણ આપણી માતૃભાષા દ્વારા સાત કે આઠ વર્ષમાં આપણે મેળવી શકીએ તેને માટે આપણે ૨૫ કે ૨૬ વર્ષ નકામા ગાળવા પડે છે. અંગ્રેજીનો આપણે અભ્યાસ કરશું પણ તે ફરજીઆત શામાટે બનાવવી જોઇએ? મુસલમાનોના રાજ્યમાં આપણે ફારસીનો અભ્યાસ કરતા હતા પણ કોઇ પણ વખત જોરજુલમથી તે કરાવવામાં આવતો નહિ. જમાનાને અનુસરીને આ રીત ચાલવા દેવા માટે રાષ્ટ્રીય શાળાઓમાં માતૃભાષા દ્વારા કેળવણી આપવાનું આપણે નિશ્ચિત કર્યું છે.

ત્રીજી વાત ઔદ્યોગિક શિક્ષણને લગતી છે. કોઈ પણ શાળામાં ઉદ્યોગનું શિક્ષણ આપવામાં આવતું  • ઉદ્યોગ શિક્ષણનું એક અંગ છે. કોમવાર કાઢેલી શાળાઓમાં ઉદ્યોગને લગતી કેળવણી આપવામાં આવશે. એક દિવાસળી જેવી ચીજ કેમ બને છે તે આપણે સો વર્ષમાં પણ શીખ્યા નથી. સોલાપુરમાં પુવાલની દિવાસળીઓ બને છે અને આપણા દેશમાં પુંવાલ જોઇએ તે જથ્થામાં મળી શકે છે તેથી દિવાસળી બનાવવાનો ઉદ્યોગ જો આપણે આપણા હાથમાં લઇ લઇએ તો બહારના પ્રદેશમાંથી આવતી દિવાસળીની આયાત ઓછી થઇ જાય.

સાકરના વ્યાપારની પણ એજ દશા થશે. મીરચ ટાપુના જેવી સરસ શેરડી આ દેશમાં ઉત્પન્ન થાય છે, વૈજ્ઞાનિક શોધ ખોળથી માલમ પડયું છે કે પુનાની આસપાસ ઉગતી શેરડીમાંથી નિકળતી સાકર મીરચની શેરડીમાંથી નિપજતી સાકર જેટલી બની શકે છે. ફકત સાકરના વ્યાપારમાં પ્રતિવર્ષે છ કરોડ રૂપિયા આ દેશમાંથી ચાલ્યા જાય છે; તેનું કારણ શું ? શું આ દેશમાં શેરડી નથી મળતી અથવા સાકર બનાવવા માટે યંત્ર નથી મળી શકતા ? એમ હોવા છતાં પણ આપણે સાકર બનાવી શકતા નથી અને બનાવીએ છીએ તો બહુજ જુજ પ્રમાણમાં. કારણ એટલુંજ કે એ વ્યાપારનું આપણને શિક્ષણ આપવામાં આવતું નથી. જર્મનીમાં વસ્તુસ્થિતિ એ પ્રમાણે નથી. ત્યાં તો ઔદ્યોગિકમંડળ કયો ઉદ્યોગ નષ્ટ પામ્યો છે તેના પર વિચાર કરે છે અને જ્યારે ખબર પડે છે કે ફલાણો ઉદ્યોગ પડી ભાંગ્યો છેકે તરતજ સરકાર તેને સહાય કરે છે, ફરીથી તેમાં ચિત્ત ચોંટાડવાની કોશિષ કરે છે. અંગ્રેજ પ્રજા આ વાત સંબંધી વિલાયતમાં ઠીક વિચાર કરેછે. પરન્તુ પરમાત્મા જાણે શા કારણથી આ દેશમાં તે સંબંધ બિલકુલ ચર્ચા કરવામાં આવતી નથી. સરકારની આ એક ગફલત હો કે નહો પણ તેઓ આ પ્રમાણે જાણી જોઇને કરે છે, પરન્તુ એ તો નિશ્ચિત છે કે આપણે શાંત થઇને બેસી રહેવું નહિ જોઇએ. જે કામ સરકાર નહિ કરશે તે આપણે પોતે કરીશું. સાકરમાંથી રાબ ઉત્પન્ન થાય છે. રાબમાંથી દારૂ બનેછે પરંતુ સરકાર મદિરા બનાવવા આપણને સત્તા આપતી નથી તે કારણથી આપણે સસ્તી સાકર વેચી શકતા નથી. મિરચનો એક ન્હાનો ટાપુ પ્રતિવર્ષ હિન્દુસ્થાનમાં ૨૦૦૦૦ ટન સાકર મોકલે છે. આ સર્વ સરકારની રાજ્યનીતિના પ્રતાપ છે! હાલતો આપણે અજ્ઞાન છીએ પણ જો આપણે થોડુંક દબાણ કરીશું તો સરકારને રાજ્યનીતિ ફેરવવી પડશે. કોલેજ છોડયા પછી ૨૫ વર્ષે આ સર્વ ગૂઢ વાતો આપણે સમજ્યા છીએ પરન્તુ આ બીના આપણા વીર યુવાનોએ પોતાની યુવાવસ્થામાંજ જાણવી જોઇએ.

આ સ્કુલોમાં એક ફાયદાકારક ચોથી વાત એ થશે કે તેમાં નીતિનું શિક્ષણ આપવામાં આવશે.

સરકારી સ્કુલોમાં નીતિનું શિક્ષણ આપવામાં આવતું નથી. સરકાર આપણા યુવકોને આ સર્વ વાતોથી અલગ રાખવા માંગે છે. પરન્તુ

દરેક વિદ્યાર્થીએ જાણવું જોઇએ કે મહારાણી વિકટોરીયાનો ઢંઢેરો એ ભારતવાસીઓનો અધિકારનું જાહેરનામું છે.

સ્વરાજ્યની જે વાત ૪૦ વર્ષના અથાગ પરિશ્રમથી આપણા પૂજ્ય દાદાભાઈ નવરોજીએ સિદ્ધ કરી છે તે વાત દરેક વિદ્યાર્થીએ બચ્ચપણમાંજ જાણવી જોઇએ. દરવર્ષે કાંઇપણ બદલા સિવાય ૩૦ થી ૪૦ કરોડ રૂપિયા હિન્દમાંથી ચાલ્યા જાય છે જેનું પરિણામ એ આવ્યું છે કે આજે આપણે શોચનીય નિર્ધન અવસ્થામાં આવી પડયો છે. જો આ વાત આપણા બાલકો ન્હાનપણમાં શીખવા માંડે તો યુવાવસ્થામાં તેની છાપ તેના હૃદયપટપર હમેશ માટે પડી રહે અને તે કદીપણ દૂર થાય નહિ. આ કારણને લીધે સ્કુલોમાં રાજ્યનીતિનું શિક્ષણ અવશ્ય આપવું જોઇએ. મોટા મોટા વિદ્વાન અને અનુભવી પુરૂષો આ પવિત્ર કાર્યમાં સહાયતા આપી રહ્યા છે. હવે ધનવાનોની ફરજ છે કે પોતાનું ધન તેઓ આ કાર્યમાં વાપરે. આપણા ભવિષ્યના સન્તાન સારા નિવડે અને સારા નાગરિકની માફક ઉચ્ચ જીવન ગાળે તો બીજી કોઇ વ્યક્તિને નહિ પણ દરેક ભારતવાસીને આનન્દ અને અભિમાનનું કારણ મળશે. જો આપણી સરકારજ આ કાર્ય કરે તો વધારે સારી વાત છે પણ જો સરકાર એ કાર્ય નહિ કરશે તો તે આપણે અવશ્ય કરશું; જે પ્રમાણે સૂર્યોદયને કોઈ અટકાવી શકતો નથી તેજ પ્રમાણે આ કાર્યમાં કોઈ પ્રતિરોધ કરી શકશે નહિ. આપણે હજી કંઇ તદ્દન દેવાળીયા થઇ ગયા નથી. આવું કામ અમેરિકામાં એકજ માણસ ઉપાડી શકે છે. કદાચ ધારોકે અહિં એકજ માણસ આ કાર્ય માથે લેવાનું સાહસ કરી શકે નહિ તોપણ આપણી સંખ્યા ત્રીસ કરોડની છે, આપણે સર્વ મળીને આ કાર્ય કરશું. દરેકે દરેક ગામમાંથી પ્રતિવર્ષ પાંચ પાંચ લાખ રૂપિયા દારૂના વેપારમાં હિન્દમાંથી બહાર ચાલ્યા જાય છે તો શું તમે આ કાર્યમાં સહાયતા નહિ કરશો? ફકત દૃઢ સંકલ્પનીજ જરૂર છે. પછી ભલે સરકાર નાખુશ થાય—આપણે આપણું કાર્ય તો કરવુંજ જોઇએ. અને મને આશા છે કે સરકાર વચમાં દખલ કરશે નહિ. જો સરકાર આપણને લગ્ન કરવાની મના કરે તો શું આપણે તેને માન આપશું! એજ પ્રમાણે શિક્ષણની વાત છે. જે પ્રમાણે ઉન્દરોના દર પાડવા છતાં પણ મનુષ્યો ઘર બાંધવાનું બન્ધ કરતા નથી ( ચાલુજ રાખેછે ) તેજ પ્રમાણે સરકાર નારાજ થશે એવા

ભયને લીધે આપણા કર્તવ્યથી આપણે વિમુખ થઇશું નહિ. જો કોઈ પ્રકારે કાંઈ વિપત્તિ આવી પડશે તો આપણા નવયુવકોએ તેની સામું ખડા થવું પડશે. મુશ્કેલીઓથી ડરવાને લીધે આપણે આપણું મનુષ્યત્વ ખોઈ બેઠા છીએ. મુશીબતો એ તો લાભકારક વસ્તુ છે; મુશીબતો એ મનુષ્યના આનન્દનો ઝરો છે. મુશીબતોથી આપણા હૃદયમાં સાહસ તથા નિર્ભયતા ઉત્પન્ન થાય છે અને તેથી રક્ષિત થઇ આપણે મુશ્કેલીઓની સામે ટકકર ઝીલી શકીએ છીએ. જેના માર્ગમાં અડચણો નથી તે જાતિ કદાપિ ઉન્નત થઇ શકતી નથી; જે રાષ્ટ્રના માર્ગમાં કાંટાઓ પડેલા નથી તેનો કદાપિ પણ ઉદય થઇ શકતો નથી. સ્વરાજ્યના અભાવે આવા પ્રકારનું શિક્ષણ ( રાષ્ટ્રીય શિક્ષણ ) આપણને મળી શકતું નથી. માટે અધિકારીઓની આશા–નિરાશામાં નહિ ફસાતાં, આપણે જાગૃત થઈ કમ્મર કસીને કાર્ય-ક્ષેત્રમાં વિના વિલંબે પ્રવેશ કરવો જોઇએ.

---

## ભાષણ ૩ જું.

## --દેશભકત લજપતરાય--

એકાગ્રચિત્તે વિચાર કરવાથી માલમ પડે છે કે આ સંસારમાં ચારે બાજુએ એક પ્રકારની પ્રાકૃતિક ખેંચતાણ થઇ રહી છે. ફકત જીવધારીઓમાંજ નહિ પણ જડ પદાર્થમાં એક ચીજ બીજીને દબાવવાને મથન કરી રહેતી માલમ પડે છે, અને તેથી એમ પણ કરી શકાય કે આ સંસાર પ્રાકૃતિક યુદ્ધનું એક જંગી મેદાન છે. અહિં દરેક વસ્તુ બીજી ઉપર પોતાનો કાબુ રાખવાનો પ્રયત્ન કરી રહી છે એકેએક વ્યકિત અન્યને પોતાનો પ્રભાવ દેખાડવાને તૈયાર થઇ રહી છે અને તેજ પ્રમાણે જાતિ, જાતિઓ પર તેમજ એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર પર અધિકારપણું મેળવ-વાને ગડમથલ કરી રહયાં છે. વ્યકિતઓના સમૂહથી જાતિ થાય છે તેથી જો વ્યક્તિ પોતાના કાર્યમાં સફળતા પ્રાપ્ત કરે તોવ્યક્તિઓની બનેલી જાતિ પણ વિજયમાળા પહેરી શકે. એ સફળતા એમને એમ મળતી નથી; તે માટે એક વિશેષ નિયમનું પાલન કરવું પડે છે અને તે નિયમ કાર્ય કરવાનો છે. કાર્ય એ વિજય પ્રાપ્ત કરવાની કુંચી છે. રૂશિયાની સામે જાપાનનું શું બળ

હતું ? પરન્તુ એજ જાપાને રૂશિયાને હરાવ્યું તેનું કારણ શું ? જાપાન પાસે રૂશિયા જેટલું લશ્કર નહોતું અને રૂશિયા સાથે સરખામણીમાં તે કાંઇ હિસાબમાં નહતું તો પછી વિજયલક્ષ્મી જાપાનોને હાથ કેમ ગઈ? તેનું કારણ એટલુંજ કે જાપાન પાસે એક જાતનો કિમિયો હતો અને તે કાર્ય અને કર્મપ્રિયતાનો હતો. જે જાતિમાં સામર્થ્ય નથી તે જાતિને સફળતા ક્યાંથી મળે ? જેને કર્મ પ્રિય નથી તે જાતિનું અસ્તિત્વ ક્યાંથી રહી શકે ?

આજે સર્વ જાતિમાં એક પ્રકારનો વિગ્રહ ચાલી રહયો છે. એક જાતિ બીજીને નષ્ટ કરવાને તૈયાર થઇ ગઇ છે. તેથી ફક્ત જે જાતિ આત્મપ્રભાવ કરી, અન્ય જાતિ પર વિજય મેળવી શકશે તેજ જાતિ પોતાનું અસ્તિત્વ કાયમ રાખી શકશે. એક જાતિના નમ્રપણાથી બીજી જાતિએ કાંઇ નમ્ર બની શકતી નથી એ યાદ રાખવાનું છે. 'દેશ તેઓ વેશ અને જેવો અવસર તેવું કાર્ય' એ પ્રમાણે કરવામાંજ ડહાપણ સમાયલું છે. નમ્રતાથી કામ ચાલે તો નમ્ર થઇ જવું જોઇએ; જો કઠોરતાથી કાર્ય થઈ શકતું હોય તો નમ્રતાને તિલાંજલિ આપવી જોઇએ. આજે દરેક જાતિની એજ નીતિ રીતિ છે અને જે જાતિ એ પ્રમાણે રહેતી નથી તે જાતિ નષ્ટ થવા જેવીજ છે અને તે ટુંક મુદતમાં નષ્ટ થશેજ. ખ્રિસ્તી લોકો ઠેકઠેકાણે નેકીની વાત કરેછે પણ જરૂર વખતે એક બીજા સાથે યુદ્ધ કરવામાં પણ પાછીપાની કરતા નથી. આ દુનિયામાં ઉન્નતિ પ્રાપ્ત કરવાનો મૂળમંત્ર તે યોગ્યતા અથવા સામર્થ્ય છે. જ્યારે અંગ્રેજોને બોર લોકો સાથે યુદ્ધ થયું ત્યારે બોરોએ અંગ્રેજી મહત્તાને ઢીલી કરી નાંખી કારણકે બોરો કાર્ય માટે સામર્થ્યવાન્ હતા. પરંતુ તે સામર્થ્ય એકતરફી હતું અને તેથી અન્તે તેઓનો પરાજય થયો. સ્વિટઝરલાન્ડ એક ન્હાનો પ્રદેશ છે; આપણી માફક એમાં કાંઈ સામર્થ્ય નથી પરન્તુ તેની આસપાસની જાતિઓ અન્યોન્યની સંભાળ રાખે છે--એક જાતિ બીજીને વધવા દેતી નથી અને તેથી સ્વિટઝરલાન્ડ આજે સુરક્ષિત છે. રૂશિયા કરતાં જાપાનનું સામાજીક સામર્થ્ય વિશેષ છે કે અને તેના વિજયનું મુખ્ય કારણ પણ એજ છે.

હિન્દના ઇતિહાસમાં જાતીય-સામર્થ્ય ના દાખલાઓની કાંઇ ન્યૂનતા નથી. માતા કુન્તી કૃષ્ણ ભગવાનની પ્રાર્થના કરીને કહે છે કે "અર્જુનને કહેજે કે મેં દુધ પાઇને તેને એટલા માટેજ ઉછેર્યો છે કે જરુર વખતે

શત્રુઓ સાથે લડીને તેનો બદલો લે અને મને બદલો આપે.” મહોવાનો સરદાર આહલા જયચન્દને ત્યાં ઉતર્યો હતો, તેના એક દૂતે આવીને કહ્યું કે ચાલો મહોવાની રક્ષા કરો. આહલા પહેલાં તો જરા અચકાયો તે જોઇને તેની માતાએ કહ્યું “શું તું ખરેખર ક્ષત્રી પિતાનો પુત્ર છે કે મારી કાંઈ ભૂલ થઈ છે ?” આ સાંભળી આહલા ઠંડો થઇ ગયો, કમર કસીને તૈયાર થયો અને રણસંગ્રામમાં જઇને લડયો--વીરોની માફક રણમાં ઘુમીને મરણને શરણ થયો અને અન્તે મુકિતપદને પામ્યો. ચિતોડના ઘેરા વખતે જ્યારે ફત્તાની માતાએ જોયું કે તેનો પુત્ર સ્ત્રીના પ્યારમાં ક્ષત્રીધર્મ ભુલી ગયો છે ત્યારે તેણી પોતે પોતાની પુત્રવધુ સાથે સ્વાર થઈગઈ. તે જોઇ ફત્તા લજ્જાસ્પદ થઈ ગયો અને તેથી રણસંગ્રામમાં પોતાનું બલિદાન આપ્યું. આપ્રમાણે હોવા છતાં પણ સામાજીક સામર્થ્યમાં જાપાન સાથે આપણી સરખામણી થઇ શકતી નથી. જાપાનના હુકમાનુસાર કોઈપણ વિધવાનો એકનોએક પુત્ર યુદ્ધમાં ભાગ લઇ શકતો નથી. તે કારણથી ત્યાંની એક માતાએ કટારથી પોતાનો ભોગ આપતાં પોતાના પુત્રને કહ્યું હવે તું હરકત વિના લડાઇમાં જઈ શકશે અને માતૃભૂમિનું રક્ષણ કરવામાં બીજા વીરોની સાથે તું પણ ત્હારો હાથ અજમાવી શકશે. અરેરે ! ભારતમાતા તું ક્યારે આવી વીરમાતાઓને અહીં જન્મ આપશે !!

રૂશિયા—જાપાનના વિગ્રહ વખતે જાપાનના દરિયાઇ લશ્કરને માલમ પડયું કે રૂશિયાની કોઇ સ્ટીમર પોર્ટઆર્થરમાં લંગર નાંખીને પડી છે તેથી તેને પકડી લેવાનું અથવા તેનો માર્ગ રોકી રાખવાનું જાપાનને આવશ્યક લાગ્યું. તેઓએ નિશ્ચય કર્યો કે થોડાક જાપાનીઓએ એક બીજી સ્ટીમરમાં બેસી બંદર તરફ પ્રયાણ કરવું અને દુશ્મનની સ્ટીમરને પોતાની સ્ટીમર સાથે ડુબાડી પોતે પણ ડુબી મરવું કે જેથી તે સ્ટીમર ફરીથી બહાર નીકળી શકે નહિ. આ કાર્ય માટે ફક્ત પાંચજ જાપાનીઓની જરૂર હતી પરંતુ તેને માટે પચાસ માણસોએ અરજી કરી. કેટલાકોએ તો પોતાના રકતથી અરજી કરી હતી. ધન્ય છે જાપાનીઓના સ્વદેશ-પ્રેમને ! રૂધિરથી અરજી કરનારાઓનો સ્વીકાર કરવામાં આવ્યો, તે વીરરત્નો સ્ટીમરમાં બેસીને બંદર તરફ પ્રયાણ કરી ગયા અને પોતાના મરણકાળની જાણે મશ્કરી કરતા હોય તેમ દેશની છેવટ સુધી સેવા કરીને અગાધ પાણીમાં મરણને શરણ થયા. આ વાત ઉપરથી કહેવામાં આવ્યું કે મૃત

એશિયામાં પણ કાંઈક જીવન છે ખરૂં ! હવે સવાલ એ ઉત્પન્ન થાય છે કે આપણે ભારતવાસીઓ આટલી અધમ દશાએ કેમ પહોંચ્યા અને આટલા નિર્બળ કેમ થઈ ગયા ? આ પ્રશ્નનો સંક્ષેપમાં ઉત્તર એજ છે કે આપણને શિક્ષણની ખામી છે. દાખલા તરીકે હિન્દુસ્થાન અને ઇંગ્લાંડના, શિક્ષણના ખર્ચ તરફ નજર કરો તો ભારતના શિક્ષણની ભયાનક નિર્બળતા તમને દૃષ્ટિગોચર થશે.

સરકારી રિપોર્ટ ઉપરથી માલમ પડેછે કે ગ્રેટબ્રિટનની વસ્તી ૪ કરોડ ૧૪ લાખની છે. તેના શિક્ષણ માટે દર વર્ષે ૩૩ કરોડ રૂપિયા ખર્ચવામાં આવે છે. હિન્દુસ્થાનની સંખ્યા ૩૩ કરોડની છે, પરંતુ તેને માટે ફક્ત ચાર કરોડ રૂપિયા ( હવે કદાચ પાંચથી ૭ કરોડ ) ખર્ચવામાં આવે છે. એમાં પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ એ સર્વના ખર્ચનો સમાવેશ થાય છે. આ ચાર ( અથવા પાંચ કે ૭ ) કરોડમાં હિન્દુસ્થાન સરકાર ફક્ત ૯૭ લાખ ( ૧ થી ૧।। કરોડ ) આપે છે ત્યારે એજ સરકાર ઈંગ્લાંડમાં પોતાની ચાર કરોડ વસ્તી માટે ૧૯ કરોડ રૂપિયાનો વ્યય કરે છે. ઇંગ્લાંડમાં પ્રાયમરી અથવા પ્રાથમિક શિક્ષણ માટે દરેક વિદ્યાર્થી દીઠ રૂા. ૪૫ નો, સ્કૉટલાન્ડમાં ૪૩ નો, આયર્લેન્ડમાં ૩૮ નો ખર્ચ કરવામાં આવે છે ત્યારે હિન્દુસ્થાનમાં—અરેરે ! પરતન્ત્ર—બીજાનું મ્હોં જોઇ બેસી રહેનાર હિન્દમાં પ્રાથમિક શિક્ષણ માટે ફક્ત રૂા. ૩ ખર્ચવામાં આવે છે. ( હવે કાંઇક તેમાં વધારો થયો છે ) આ શોકજનક દશા આખા હિન્દુસ્થાન દેશની છે; એવું કહેવાય છે કે ઉચ્ચ શિક્ષણ માટે સરકાર વધારે પૈસા ખર્ચે છે પણ એ વાત તદ્દન જુઠી છે. હિન્દની સમસ્ત સરકારી કૉલેજો મળીને રૂા. ૨૮ લાખ કરતાં વધારે ખર્ચ કરવામાં આવતો નથી પરંતુ ઇંગ્લીસ્તાન કે જે હિન્દુસ્થાનના સંયુકત પ્રાંત કરતાં પણ ન્હાનો છે તે માટે ૨૩ લાખ રૂપિયા અને જાપાન જે લંકા કરતાં સ્હેજ મોટો છે તેને માટે ૧૯ લાખ રૂપિયા ખર્ચવામાં આવે છે. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડેછે કે કેળવણીમાં આપણે સર્વથી પછાત છીએ; અને શિક્ષણનો અભાવ એ હિન્દના અધઃપતનનું એકજ માત્ર કારણ છે. દુનિયાના સર્વ દેશોમાં ફક્ત હિન્દુસ્થાનજ એવો કમભાગી દેશ છે કે જ્યાં શિક્ષણ માટે ફી આપવી પડે છે બીજા કેળવાયલા દેશોમાં

ફક્ત સરકારજ નહિ પરંતુ પ્રજા પણ વિદ્યા પ્રચાર કરવામાં યોગ્ય ભાગ લેછે.

સારાંશ એ છે કે દુનિયાની સર્વ જાતિઓ બીજી જાતિઓની સાથે સાથે ચાલવામાં સંતુષ્ટ રહેતી નથી પરંતુ એ સર્વ જાતિઓમાં સર્વથી આગળ વધી જવાનો પ્રયત્ન કરે છે. આપણું ભારત બીજાઓની સાથે બરોબરીમાં ન ઉતરે–બીજાઓની આગળ ન વધે તો ફિકર નહિ પરંતુ તેણે પોતાનું અસ્તિત્વ જાળવી રાખવું જોઇએ અને તે આજકાલના ગડમથલના દિવસોમાં ફક્ત શિક્ષણના પ્રચારથીજ કાયમ રહી શકશે. દરેક હિન્દીનું કર્ત્તવ્ય છે કે શિક્ષણને સર્વથી મુખ્ય પ્રશ્ન સમજે. સર્વ કામ પછાત રહી જાય તો ભલે પણ શિક્ષણને પછવાડી પડવા ન દો, શિક્ષણના પ્રચારને તમારૂં કર્ત્તવ્ય સમજો; તેને સર્વથી ઉચ્ચ સ્થાન આપો અને શિક્ષણનેજ પરમ પવિત્ર અને હિતકર માનો. હું પ્રાર્થના કરૂં છું કે આ પવિત્ર પ્રશ્ન હાથ ધરવાને તેમજ તે સર્વને સમજાવવાને પ્રૌઢ આત્માઓ ઉત્પન્ન થાઓ. હિન્દમાં ધન નથી તો ભલે—હૃદયો તો છે ને? હૃદયની સરખામણીમાં નિર્જીવ પૈસા શું વિસાતમાં છે? આપણે લાગણીવાળા તેમજ કાર્ય કરનારાઓની જરૂર છે કે જેઓ પોતાના કાર્યને હાયસ્કુલ અને કૉલેજો સુધીજ લંબાવી ન રાખે પરંતુ શહેરેશહેર, ગામેગામ અને ઘેરઘેર ફરી ખુણેખુણે વિદ્યાનો પ્રચાર કરે.

---

## ભાષણ ૪ થું

# —એની બેસંટ—

પોતાના બાલબચ્ચાઓના શિક્ષણને લગતા પ્રશ્ન સિવાય એક રાષ્ટ્રને માટે ભાગ્યેજ બીજો કોઇ પ્રશ્ન વધારે આવશ્યક હોઇ શકે. આજે જેઓ નાદાન છે તેઓના હાથમાં રાષ્ટ્રની લગામ જવાની છે. તેથી જેવી કેળવણી બાલકો અને બાળાઓને આપવામાં આવશે તેવીજ ઉન્નતિ રાષ્ટ્રની થશે. જો તમે તેઓના આત્માનો, તેઓના ચારિત્ર્યનો પ્રશ્ન ધ્યાનમાં નહિ લેશો અને તેઓને ફક્ત પેટ ભરવાનોજ ધન્ધો શીખવશો તો તમારૂં રાષ્ટ્ર વ્યવહારિક રંગમાં રંગાઇ જશે. કારણકે કાલના રાષ્ટ્રનો

ખ્યાલ આજની શાળાઓ અને ગૃહો આપે છે. એવું કયું શિક્ષણ છે કે જેથી આપણો આત્મા હંમેશ પવિત્ર રહે—બુદ્ધિ અને ચારિત્ર્ય મજબુત થાય અને જેનાથી આપણે આદર્શ સ્ત્રીપુરૂષો ઉત્પન્ન કરી શકીએ, જેથી આપણા દેશમાં સાચા ગુરૂ અને અધ્યાપકો, મોટા મોટા રાજ્યનીતિજ્ઞ પુરૂષો મહાન વ્યાપારીઓ અને આદર્શ માતાપિતાઓ જન્મ લે અને આપણા રાષ્ટ્રની ઐકયતા માટે પુરો ભોગ આપી શકે? હાલ આપણે એ પ્રશ્ન હાથ ધરવો જોઇએ. બાળક અને બાળાઓના શિક્ષણ ઉપર હું જુદું જુદું બોલીશ. આપણે યાદ રાખવું જોઇએ કે ન્હાના બચ્ચા અને બાળાઓના શિક્ષણની શરુઆત ઘરમાંથીજ થવી જોઇએ. આ દેશના માતાપિતા જેઓ સાધારણ રીતે ધાર્મિકજ હોય છે તેઓ પોતાના સદુપદેશથી ચારિત્ર્યબલથી તેઓને ઉચ્ચ બનાવે, ઘરના વાયુજલ વગેરેમાં પણ ધાર્મિક વાતાવરણ પ્રસરાવે કે જેથી તે ઘરમાં રહેતા ન્હાના ન્હાના બાળકો એ શુદ્ધ વાતાવરણમાં રહી બચપણમાં આનન્દ કલ્લોલ કરે અને તેઓના મનમાં ધાર્મિક શિક્ષણની છાપ બેસે. કારણકે બાળકોને ઘરમાં ધાર્મિક કેળવણી આપવામાં નહિ આવે, તેઓના કોમળ હૃદય પર ધર્મની છાપ પાડવામાં નહિ આવે તો ગમે તેટલું શિક્ષણ આપવા છતાં અને ગમે તેટલો પરિશ્રમ વેઠવા છતાં પણ ધાર્મિક શિક્ષણના અભાવે જે ન્યૂનતા તેનામાં રહે છે તે કદાપિ પૂરી થઇ શકતી નથી. આપણા સાહિત્યમાં ભરેલી ધર્મના શુદ્ધ ભાવો, વીરતા, ભકિત, ત્યાગ, દયા, પ્રેમ અને ઉપદેશયુકત આકર્ષનારી વાર્તાઓથી આપણા બાળકોના મન તથા હૃદયોની ઉર્મિઓ ઉછળતી નથી, તેથી એવો વખત નહિ આવવો જોઇએ કે કોઇપણ માણસને એમ કહેવાનું કારણ મળે કે આપણે ભારતવાસીઓ આપણા ઋષીમુનીઓ તથા વીરોથી કેટલો સમય થયા અપરિચિત છીએ. આજે હું શાળાઓની કેળવણી ઉપર બોલવા માંગુછું માટે પ્રથમતો બાળકોનાશિક્ષણ વિષે હું કાંઇક બોલીશ.

આજના જમાનાને અનુસરીને છોકરાઓને અંગ્રેજી શિખવવાની આવશ્યકતા છે કારણકે તે શીખ્યા સિવાય તેઓ પોતાનું ભરણપોષણ કરી શકતા નથી, તે માટે સમયની સામે થવું એ વ્યર્થ છે. અંગ્રેજીનો અભ્યાસ કરવો જોઇએ એ વાતનો હું સ્વીકાર કરૂં છું પરંતુ વિદ્યાર્થીઓના શિક્ષણ–પુસ્તકોમાં સુધારો કરવાની મોટી જરૂર છે. તેથી કરીને

હવે એવો પ્રયત્ન કરવો જોઇએ કે જેથી બીજા દેશોના ઇતિહાસ ભૂગોળ શીખવા કરતાં આપણા વિદ્યાર્થીઓ આપણા દેશના નિષ્પક્ષપાત ઇતિહાસ ભૂગોળ વગેરે સવિસ્તર શીખી શકે. જ્ઞાન સંપાદન કરવા માટે આખી દુનિયાના ઇતિહાસનો પરિચય કરવો જરૂરી છે પરંતુ પોતાની જાતિ અથવા રાષ્ટ્રનો સંપૂર્ણ ઇતિહાસ જાણવો એ દરેક મનુષ્યનું પરમ કર્ત્તવ્ય છે. એવા વિદ્વાન પુરૂષોમાં સ્વદેશભક્તિ અને સ્વદેશપ્રેમ ઉત્પન્ન થાય છે એટલુંજ નહિ પરંતુ તેઓ રાષ્ટ્રમાં કરવામાં આવતા સારા નઠારા પરિવર્તનો જાણવાની યોગ્યતા પણ પ્રાપ્ત કરે છે. શાળાઓમાં એવું એકપણ પુસ્તક શિખવવું નહિ જોઇએ કે જે હિન્દુ ધર્મ અને તેના દેવતાઓ ઉપર મૂર્ખતા ભરેલા કટાક્ષ કરતું હોય. Shree Krishna was a profligate and libertine, એ પ્રમાણે જે પુસ્તકમાં લખેલું છે તેવા પુસ્તકો હિન્દુ માબાપો પોતાના પુત્રને વાંચવા દેછે.

" આપણા પ્યારા કૃષ્ણ, આપણા હિન્દુઓની જીવનનૌકા શ્રીકૃષ્ણ ખરાબ ચાલના અને બદમાશ હતા " એ પ્રમાણે લખનાર પોતાનીજ નીચતા અને બદમાશીનો મજબુત પુરાવો આપે છે. આવી પક્ષપાતથી લખેલી નીચ વાર્તાઓ આપણા બાળકોના કોમળ હૃદયપર ઠસાવવામાં આવે છે તે માટે નિશાળોમાં અસલના અંગ્રેજી સાહિત્યના પુસ્તકો, ઉદ્યોગને લગતાં ગ્રન્થો અથવા તો સ્વધર્માભિમાની ભારતવાસીઓએ લખેલા પુસ્તકોજ શીખવવા જોઇએ. ચિત્તને ચકડોલે ચઢાવનાર મહાભારત અને રામાયણની વાર્તાઓ, નીતિથી ભરેલી કથાઓના અંગ્રેજી અથવા હિંદીમાં અનુવાદ કરીને બાળકોને શીખવવી જોઇએ. ન્હાના પ્રાણીને કાપીને તેના અંગ વગેરેની શોધ કરનારી વિજ્ઞાન શીખવવાની જે જે રીતો યુરોપમાં પ્રચલિત છે તે હૃદયને પાષાણ બનાવનારી અને બુદ્ધિને ભ્રષ્ટ કરનારી છે. એવી શાળાઓને એકદમ તિલાંજલિ આપી દેવી જોઇએ અને તેને બદલે દરેક પ્રાણી તરફ દયા અને પ્રેમની દૃષ્ટિથી જોવાના દૃષ્ટાંતો અથવા તો ઉપદેશો દરેક બાળકને આપવા જોઇએ.

ધર્મચર્ચા એ શિક્ષણનું એક મુખ્ય અંગ હોવું જોઇએ, કોઇ એકાદ ધર્મ–પુસ્તક લઇને તેમાંનો કોઇક પણ થોડો ભાગ દરરોજ બાળક પાસે વાંચીને તેનો અર્થ તેને બરોબર સમજાવવો જોઇએ અને તેમાંના ગુહ્ય ઉપદેશને સરળ કરીને તેનો પાઠ કરાવવો જોઇએ. તે ઉપદેશ દરેક વ્યક્તિ

પરિવાર, સમાજ તથા જાતીય જીવન સાથે શું સંબંધ ધરાવે છે તથા એ ઉપદેશને પ્રતિકૂળ વર્તવાથી કેવા કેવા ભયાનક પરિણામ આવે છે તે તેઓને બતાવવાની ખાસ આવશ્યકતાછે. હિન્દુધર્મને દરેક સિદ્ધાન્ત વૈજ્ઞાનિક પાયા પર રચાયલો છે તેપણ વિદ્યાર્થીને બતાવવું જોઇએ. દરેક સિદ્ધાન્તમાં બુદ્ધિનો પ્રકાશ દૃષ્ટિગોચર થાય છે—દરેકમાં પવિત્રતાનો પૂરો ખ્યાલ સમાયલો છે. અમુક સિદ્ધાન્ત માનવાનું કારણ તથા તે પ્રમાણે વર્તવાથી થતા લાભ અને તેની અગવણના કરવાથી થતી હાનિ તેઓયે સમજાવવી જોઇએ. આ પ્રમાણે શિખવવાથી આપણા દેશના બાલકો ધર્મ તથા ચારિત્ર્યની શ્રેષ્ઠતા તથા મહત્વતા ઘણી સારી રીતે સમજી શકશે.

જે પ્રમાણે યુરોપની શાળાઓમાં લૅટિનનો અભ્યાસ અનિવાર્ય છે તેજ પ્રમાણે અહિંની નિશાળોમાં સંસ્કૃતનું શિક્ષણ ફરજીયાત હોવું જોઇએ. સંસ્કૃત ભાષા પાલી તથા હિન્દુસ્થાનની ઘણી ભાષાઓની માતા રૂપ છે અને તેનું જ્ઞાન ભારતના દરેક મનુષ્ય માટે આવશ્યક છે એના જ્ઞાનથી આ દેશનો દરેક મનુષ્ય રાષ્ટ્રીય સુત્રમાં બંધાઈ જશે. કારણકે એ યાદ રાખવું જોઇએ કે ભાષા એ રાષ્ટ્રીયતાનું એક પ્રબળ અંગ છે.

કેવી આશ્ચર્યની વાત છે કે આપણી પ્રાચીન સંસ્કૃત ભાષા છોડી દઇને એક વિદેશી--અંગ્રેજી ભાષા ભારતવાસીઓની સામાન્ય ભાષા થઈ ગઈ છે આપણી સામાન્ય ભાષા સંસ્કૃત હોવી જોઇએ, પરંતુ તે શીખવા શીખવવાની રૂઢિમાં થોડોક ફેરફાર કરવાની ખાસ જરૂર છે. સંસ્કૃત શીખવાની જુની રૂઢિ આજે કામ લાગી શકે નહિ. આપણા સદ્‌ગુણોના ભંડાર સંસ્કૃત ભાષા કે જેનાથી શિક્ષિતવર્ગ સાધારણરીતે માહિતગાર છે તેનો પ્રાચીન રીતરીવાજ મુજબ અભ્યાસ કરાવવો એ કેવળ સંસ્કૃત ભાષાનો નાશ કરવા જેવું છે.

વળી સંસ્કૃત પાઠશાળાઓમાં અંગ્રેજીની પણ શરૂઆત કરવાનીત્રણી જરૂર છે. કારણકે અંગ્રેજી જાણનારા હિન્દીઓ કે જેઓને સંસ્કૃતનો અભ્યાસ નથી અને સંસ્કૃત જાણનારા પન્ડિતો કે જેઓ અંગ્રેજી ભાષાથી અજ્ઞાન છે તેની વચ્ચે એક મોટું અંતર રહેછે અને તે :ધાર્મિક તેમજ રાષ્ટ્રીય જીવન એ બન્નેને નુકસાન પહોંચાડે છે. બે જુદા જુદા પ્રકારના આ લોક અન્યોન્યને પોતાનાથી ઉતરતા માને છે અને તેથી એક

બીજા તરફ જોઇએ તેવી સહાનુભૂતિ ને પ્રેમ દર્શાવતા નથી. તેથી હિન્દના રાષ્ટ્રીય જીવનમાં ધાર્મિક મનુષ્યનો જે ઉચ્ચ પ્રભાવ પડવો જોઇએ તે દિન પ્રતિદિન કમી થતો જાય છે. આ બે પ્રકારના લોકને એક તાંતણામાં બાંધવા જોઇએ—એકત્ર કરવા જોઇએ. જ્યારે અંગ્રેજી જાણનારા સંસ્કૃતની કેળવણી લેશે અને સંસ્કૃતના પંડીતો અંગ્રેજીનું શિક્ષણ લઇ તેઓના જેવા સભ્ય થશે ત્યારેજ આ ઉદ્દેશ પાર પડશે. પંડીત લોકોએ પશ્ચિમના આદર્શનો અનુભવ લેવો જોઇએ કે જેથી તેઓ પોતાના આદર્શો તરફ માનની લાગણીથી જુએ અને આપણા સિદ્ધાન્તોનો પક્ષ અભિમાનપુર્વક લઈ શકે. હિન્દના આચાર વિચારોએ આખી દુનિયાના આચાર વિચાર ઉપર પોતાની પ્રભુતા દેખાડી છે. આ પ્રમાણે કરવાથી ટુંકમાં પરિણામ એ આવશે કે ભારતના આચારવિચારો કેટલા પ્રચાર પામેલા છે તે તેઓને આપોઆપ અવશ્ય માલુમ પડશે.

સંસ્કૃતને સામાન્ય શિક્ષણનું એક અંગ બનાવવામાં જે મુશ્કેલીઓ નડે છે તેને આપણા લોકો ઘણું મોટું રૂપ આપે છે. દરેક મુસલમાન અરબી જાણે છે અને કુરાન વાંચી શકે છે શા માટે હિન્દુઓ વેદોના પઠન કરવાથી વિમુખ રહે? જે ભાષામાં આપણા ધર્મના આચાર વિચાર દર્શાવેલા છે, જેમાં આપણા પ્રાચીન રત્નો ભરેલા છે તેનાથી અજ્ઞાન રહેવું એ ધર્મથીજ વિમુખ રહેવા બરોબર છે. આવા પ્રકારની અજ્ઞાનતા એક કેળવાયલા હિન્દુને શરમાવે છે. સંસ્કૃતના શિક્ષણથી સંસ્કૃત પુસ્તકો છપાવીને પ્રકટ કરાવવાનું શરૂ થશે. અને પંડિતોના નિર્વાહને માટે એક રસ્તો મોકળો થશે. આવી રીતે સંસ્કૃતને આધુનિક કેળવણીનું એક અંગ બનાવવાથી હિન્દને ઘણા લાભો થશે. સંસ્કૃત શિક્ષણના અભાવે જીવન જે રસહીન લાગે છે તેમાં એક પ્રકારનું ચૈતન્ય આવશે અને તેની ખુબીઓ દેશને તરતજ વ્યક્ત થશે.

જ્યાં જ્યાં વિદ્યાર્થીઓ શિક્ષણ માટે દૂર દેશથી આવતા હોય ત્યાં તેઓને માટે ધાર્મિક પદ્ધતિથી ચલાવવામાં આવતી બોર્ડીંગો ખોલવી જોઇએ તેમાં રહેનાર વિદ્યાર્થીઓને ધર્મનું ફરજીઆત શિક્ષણ મળવું જોઇએ એટલુંજ નહિ પણ ત્યાંનું સર્વ વાતાવરણ પણ ધાર્મિકજ હોવું જોઇએ કે જેથી દરેક વિદ્યાર્થીને એમજ લાગે કે તેઓ ધર્મમંદિરમાંજ વાસો કરે છે મુસલમાનો પોતાના બાળકોના શિક્ષણમાં હિન્દુઓ કરતાં વધારે અગાડી

છે, કારણકે સાધારણરીતે મુસલમાન વિદ્યાર્થીઓ માટે સ્કુલ અને કોલેજની નજદીકમાંજ બોર્ડીંગો હોય છે. પરતું અતિ કોમળ હૃદયના અને ચંચળ મનના, બીજાઓની પાખંડી વાતોથી લોભાઇ જનારા અને બદમાશોના પંજામાં ફસાઇ જનારા હિન્દુપુત્રોને ગરીબ અવસ્થામાં જ્યાં ત્યાં અનાથોની માફક મોકલવામાં આવે છે. શું આ દેશમાં એવા ધનવાન હિન્દુઓ નથી કેજે આ દુઃખી દેશના પ્રેમ અને ધર્મને ખાતર તેના વિદ્યાર્થી રૂપી કોમળ આશા લતાઓને આ સંસારમાં કેળવણી આપીને સુરક્ષિત રાખી શકે ?

હવે કન્યાઓ કે જેઓ કાલે સ્ત્રીઓ થઈ માતાઓ બનશે અને જેઓના પર કુટુંબ પરિવારનોજ નહિ પરંતુ આખા રાષ્ટ્રના અભ્યુદયનો આધાર રહે છે તેઓના શિક્ષણ તરફ ધ્યાન આપીએ. બે કે ત્રણ પેઢી પહેલાં હિન્દુ કન્યાઓના શિક્ષણનો પુરો પ્રચાર હતો. મહાભારત, રામાયણ. પુરાણ વગેરે ધર્મભંડારના ગ્રંથોથી તેઓ જાણકાર હતા આ પુસ્તકોના હજારો પદો તેઓને મ્હોડે રહેતા હતા, તેમાંના સ્તોત્રો પણ તેઓ મ્હોડે બોલી શકતા હતા, અને તેથી તેઓના બાળકો ભકિતના પ્રેમપૂર્ણ વાતાવરણમાં ઉછરતા હતા. કથા અને ભજન એ તો તેઓનો નિત્યનો આહાર હતો ! વળી આ ઉપરાંત ગૃહકેળવણી તેમજ સેવકો અને આશ્રિતોના કર્ત્તવ્યનું પણ તેઓને જ્ઞાન હતું તેઓ દવાદારૂ વિષે પણ કાંઇક માહિતગાર હતી અને પોતાના ગૃહોમાં વૈદ્યોની ગરજ સારતી. સંગીતમાં પણ તેઓ નિપુણ હતી. તેઓનું શિક્ષણ તેઓના જીવનધર્મ નિભાવવામાં તેમજ પુત્રપરિવારનું પાલન કરવામાં મદદ કરતું હતું. પ્રાચીન શિક્ષણ દુનિયામાંથી હવે ઘણું ખરૂં નષ્ટ થયું છે અને આજની પ્રજા તદ્દન નિર્બળ તેમજ સહાય વિનાની થઇ ગઇ છે. પોતાના બાળબચ્ચાઓને હિન્દુ જીવનના આભૂષણ રૂપ લેખાતા ધાર્મિક વાતાવરણમાં ઉછેરવાની તેઓનામાં યોગ્યતા નથી.

આ આવશ્યકતા પરિપૂર્ણ કરવાને માટે સ્ત્રીશિક્ષણનો પ્રચાર કરવાનો પ્રયત્ન થઇ રહ્યોછે. પરંતુ પશ્ચિમ પદ્ધતિ અનુસાર કેળવણી આપવાનો જે યત્ન કરવામાં આવે છે તે લાભ કરવાને બદલે તેઓને ઘણોજ હાનિકારક થઇ પડશે.

એક દેશના સમાજને અનુકૂળ આવે એવું શિક્ષણ એક બીજા દેશને આપવું એ કેવળ મૂર્ખાઇ બતાવવા જેવું અને શિક્ષણના ઉચ્ચ આશ-

યને બદલે અજ્ઞાનતાનું દિગદર્શન કરાવવા જેવું છે. શિક્ષણ તો તેનું નામ કે જે પુરૂષ અથવા સ્ત્રીને તેઓના ભવિષ્યના જીવનમાં કર્ત્તવ્યો પાલન કરવામાં મદદ રૂપ થઇ પડે. જો આ પ્રકારનાં શિક્ષણને ખરી કેળવણી ગણીએ નહિ તો શિક્ષણનું નામ દેવુંજ નકામું છે. ઇંગ્લાંડ અને અમેરિકામાં એવા ઉદ્દેશથી શિક્ષણ આપવામાં આવે છે કે જેથી સ્ત્રીઓ ભિન્ન ભિન્ન વ્યાપારમાં સરકારી નોકરીઓ મેળવવા માટે મરદોની સાથે હરીફાઇ કરી શકે. ઈંગ્લાંડ અને અમેરિકા આ બાબત ઉપરજ ખાસ ધ્યાન આપે છે કે આ સંસાર સાગરમાં સુકુમાર સ્ત્રીઓ મરદોની માફક કઠીનાઇઓ સહન કરીને પોતાનો જીવનનિર્વાહ ચલાવી શકે. આના કાંઇક કારણો પણ છે.

(૧) ઘણાક યુવાન અંગ્રેજોનું પર દેશોમાં જઇને વસવું.

(૨) વિધવા-વિવાહનો પ્રચાર કે જેથી એક સ્ત્રી એક પછી બીજો અને બીજા પછી ત્રીજો એમ બે ત્રણ પુરૂષો સાથે પરણી શકે.

(૩) પુરૂષોમાં મૃત્યુની સંખ્યા વધવાથી હજારો કન્યાઓનું કુંવારા રહેવું.

(૪) પુરૂષ લગ્ન પછી પોતાનું અસલી ઘર છોડીને પોતાની સ્ત્રી સાથે બીજી જગ્યાએ જઇને વસે છે અને તેથી માતા પિતાના મરણ બાદ કુંવારી કન્યાઓની સંભાળ રાખનાર કોઇ રહેતું નથી અને તે બિચારી અનાથોને પોતાનું ભરણ પોષણ પોતાનેજ કરવું પડે છે અને તેથી કરીનેજ જે પદ્ધતિએ બાલકોને શિક્ષણ આપવામાં આવે છે તેજ પદ્ધતિએ કન્યાઓને પણ શિક્ષણ આપવાની આ દેશોને ખાસ આવશ્યકતા માલમ પડે છે; કારણ કે સાધારણ રીતે તેઓને મરદો સાથે સ્પર્ધા કરવી પડે છે અને તેથી જો તેઓ પુરૂષો સાથે યોગ્યતા રાખે નહિ તો તેઓ સાથે હરીફાઇ કરવી તેઓને ભારે થઇ પડે. આ કારણને લીધે આજ કાલ સ્ત્રીઓ પુરૂષો સાથે કૉલેજોમાં અભ્યાસ કરે છે—પરિક્ષામાં તેઓની સાથે બેસીને હરીફાઈમાં ઉતરે છે; તેમાંથી મોટો ભાગ ડૉકટર, પ્રોફેસર, કલાર્ક વગેરે તરીકે અને અમેરિકામાં તો વકીલો અને પાદરીઓ તરીકે પણ તેઓ બહાર પડે છે.

ભાગ્યવશાત્ આજે હિન્દુસ્થાનની સમાજ એવી ડામાડોળ સ્થિતિએ પહોંચી નથી કે તેના પ્રાચીન રીત-રિવાજ નષ્ટ થઇને આપણી સુકુમાર

પતિવ્રતા બાળાઓની એવી દીનદશા થઇ જાય કે જેથી તેઓને આ સંસાર ક્ષેત્રમાં કેવળ પેટને માટે પુરૂષો સાથે પ્રતિસ્પર્ધા કરવી પડે.

ભારતની સ્ત્રીઓના કાર્યની હદ ઘરના કામ કાજ સુધીનીજ હોય છે. કન્યા કુંવારી–એ વાત હિન્દુસ્થાનમાં સાંભળવામાં કે જોવામાં આવતી નથી. આપણા પૂર્વજોની પદ્ધતિ એવી છે કે દરેક કન્યા ભલે તે પછી અનાથ હો કે સનાથ પણ તેને આશ્રય તો મળી શકે છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી પશ્ચિમના રીત-રિવાજ મુજબ આ દેશની કન્યાઓને શિક્ષણ આપવાની શું જરૂર છે ?

હિન્દુસ્થાનમાં કન્યાઓને અભ્યાસ કરવાનો સમય ઘણોજ થોડો હોવાથી તે અલ્પ સમયનો ઉપયોગ ઘણીજ ઉત્તમ રીતે થવો જોઇએ. આપણી કન્યાઓને તથા સ્ત્રીઓને War of Roses રોઝીઝનો વિગ્રહ અને એવા યુરોપના બીજા યુદ્ધની તારીખો જાણવાથી શું લાભ ? લેટીનનો અભ્યાસ કરવાથી શું વળે ? મેટ્રીકયુલેશનની પરિક્ષા પસાર કરવાથી શું લાભ ? હિન્દની કન્યાઓને યુરોપની ભૂગોળ જાણવાની શું જરૂર ? જો તેની જરૂરજ લાગતી હોય તો પછી યુરોપની કન્યાઓને ભારત વર્ષની ભૂગોળ શા માટે શિખવવામાં નહિ આવે ? તેનું કારણ દેખીતુંજ છે કે ભારતની ભૂગોળ જાણવાથી તેને કાંઇ પણ લાભ કે ફાયદો નથી. ભારતની કન્યાઓએ પોતાની માતૃભાષાનો અભ્યાસ કરવો જોઇએ; લખાણ પણ એજ ભાષામાં થવું જોઇએ. સંસ્કૃત ગદ્યપદ્યના જાણીતા લખાણો તથા નાટકોનો અનુવાદ કરીને તેઓને તે શિખવવા જોઇએ. ભારતના સાહિત્ય, ઇતિહાસ તથા ભૂગોળનું કાંઇક જ્ઞાન દરેક કન્યાને હોવું જોઇએ. ત્યારબાદ દુનિયાના સર્વ ઇતિહાસ ભૂગોળ તથા વિદેશના સાહિત્ય રત્ન તેમની સામું રજુ કરવા જોઇએ. ગૃહકાર્યમાં ગણિતની જરૂર પડતી હોવાથી ગણિતના થોડા જ્ઞાનની પણ તેને જરૂર છે. ખોરાકની ચીજોના, શરીરને તંદુરસ્ત રાખવાના તથા ઘરને સ્વચ્છ રાખવાના નિયમો જાણવાની પણ તેઓને ખાસ આવશ્યકતા છે. ઓષધિ–શાસ્ત્રનું જ્ઞાન પણ તેઓને હોવું જોઇએ કારણ કે તેથી ન્હાના ન્હાના રોગો દુર કરવાનું તેઓનાથી બની શકે, ઉંચા વર્ગોમાં સંસ્કૃતનો પણ અભ્યાસ કરાવવો જોઇએ કે જેથી હિન્દ-

સાહિત્યનો રત્ન–ભંડાર આપણી કન્યાઓની નજરે પડે. સંગીત, વીણા-પર ગાવું બજાવવું, ભરત કામ વગેરે હરેક કન્યાએ જાણવું જોઇએ. આજકાલ કેટલીક શાળાઓમાં અંગ્રેજી ઢબ પ્રમાણે ભરતકામ શીખવવામાં આવે છે પણ તે નકામા જેવા છે. તેને બદલે આપણા દેશમાં જરી અને લેસનું કામ શરૂ થવું જોઇએ. સૌથી અગત્યની વાત તો એ છે કે આપણી ભારતની કન્યાઓ શુદ્ધ ભકિત અને પવિત્રતાને પોતાની સહચરી બનાવે ! સર્વોત્તમ કથાઓ, પવિત્ર શ્લોકો અને સ્તોત્રોનું પઠન કરે એટલુંજ નહિ પરંતુ તે મ્હોડે રાખે. પાઠશાળા છોડયા પહેલાં દરેક કન્યાએ ભગવદ્ ગીતાનો અભ્યાસ કરવો જોઇએ અને આખું પુસ્તક તો નહિ પણ તેનો એક ભાગ તો અવશ્ય મ્હોડે રાખવો જોઇએ. આપણા દેશના મહાન્ વીરરત્નોના જીવનચરિત્રો તેઓને વંચાવવા જોઇએ. અને ચારિત્ર્ય ધડનારી, હૃદયમાં પ્રેરણા કરનારી વીરાંગનાઓની વીર કહાણીઓનું તેઓને શ્રવણ કરાવવું જોઇએ. ભારતની સ્ત્રીનો ઉચ્ચ આદર્શ તેઓની સમક્ષ રજુ કરીને તે કન્યાઓ વીરપુરૂષોને પગલે ચાલે તે માટે તેઓ-નામાં જાગૃતિ લાવવી જોઇએ અને તેઓનામાં તેવા પ્રકારની પ્રબળ ઇચ્છાઓ પ્રદિપ્ત કરવી જોઇએ. તેઓનું હૃદય એવા પવિત્ર, ઉન્નતશીલ ભાવનાઓથી ભરપુર કરો, તેઓનું મન ઉચ્ચ વિચારોથી પ્રેરિત કરો અને પછી તેનું પરિણામ જુઓ ! તમને માલમ પડશે કે એજ કન્યાઓ તમારા ધરની ગૃહલક્ષ્મી બની જઇ, તેઓનાં પતિ અને પુત્રોના હૃદય તેઓની સાથે એકમેક થઇ સુવર્ણ સુત્રમાં બંધાઇ જશે. અને તેજ કેળવણી પામેલી કન્યાઓ તમારા ધરમાં ધર્મના કેન્દ્ર તરીકે અને રાષ્ટ્રીય ધર્મજીવનની શકિતના સનાતન સ્ત્રોત રૂપે દેખાવ દેશે. તેઓનામાં સીતા અને સાવિત્રીની કોમલતા અને પતિવ્રતાનો, ગાર્ગીના જેવી બુદ્ધિ ચમત્કારનો અને મૈત્રેયીના જેવા ધર્મત્યાગનો એકવાર ફરીથી પ્રાદુર્ભાવ થશે. જો ભારતના બાળકોને આ પદ્ધતિએ શિક્ષણ આપવામાં આવે તો ભારત એકવાર પુનઃ જાગૃત થશે, દુનીયાના સર્વ રાષ્ટ્રોમાં તે ઉચ્ચ સ્થાન લેશે અને ધન, ધર્મ, બુદ્ધિ, શકિત વગેરેમાં તે અગ્રસ્થાન ભોગવશે.

---

## ભાષણ ૫ મું.

## —મર્હુમ ગોખલે—

સાઠેક વર્ષની વાત ઉપર અમેરિકાના એક ધારા શાસ્ત્રીએ પોતાના દેશી બંધુઓને સંબોધન કરતાં જણાવ્યું હતું કે જો મારી પાસે સમસ્ત પ્રજાને પોતાના તીક્ષ્ણ ને ગમ્ભીર નાદથી જાગૃત કરનાર દેવ–દાનવોનો શંખ હોત તો તે ફુંકીફુંકીને હું કહેત કે 'હે, ભારતવાસીઓ! તમારા બાળકોને શિક્ષણ આપો, તમારા સર્વ છોકરાઓને કેળવણી આપો તમારા પ્રત્યેક બાલબચ્ચાને સુશિક્ષિત બનાવો.' આ ઉપયોગી, ગંભીર બાબત હવે કોણ સમજતું નથી વારૂ! સાધારણરીતે દરેક કેળવાયલા દેશમાં વિદ્વાનવર્ગ શિક્ષણને સર્વોપરિ કર્ત્તવ્ય તરીકે લેખે છે. કદાચ આપણે એમ માની લઇએ કે પ્રાથમિક શિક્ષણથી ફકત સાધારણ લખતાં આવડે છે અને તેથી માનસિક વિકાસ યોગ્ય રીતે થતો નથી તોપણ એથી દેશની અજ્ઞાનતા અને નિરક્ષરતા દૂર થાય છે એ કાંઇ જેવો તેવો લાભ કહેવાય નહિ. ખરૂં કહીએ તો પ્રાથમિક શિક્ષણની હદ ફકત લખતાં વાંચતાં આવડે એટલી સંકુચિત નથી. એ શિક્ષણથી પણ આપણી માતૃભૂમિ અને આપણા દેશબન્ધુ પોતાની જીંદગી સુખમય બનાવીને તેમજ માનુષી સુખ યથાયોગ્ય સમજીને પોતાનું જીવન આનન્દમાં વ્યતીત કરશે. આ પ્રકારના શિક્ષણથી પણ આત્મા જાગૃત થાય છે, આર્થિક સ્થિતિ સુધરે છે અને પરિણામ એ આવે છે કે અખિલ જાતિ પોતાના ઉચ્ચ ભાવોને લીધે વિકાસ પામતી નજરે પડે છે. શિક્ષણ અથવા કેળવણીથી થતા ફાયદાઓમાંનો આ મહાન લાભ જેઓ સમજતા નથી તે લોકો મનુષ્યના સ્વાસ્થ્ય રક્ષણ માટે વાયુ તથા જળ આવશ્યક છે તે પણ કદાચ માનવાને તૈયાર થાય નહિ; મારી તો એવી માન્યતા છે કે કોઇ પણ સરકાર પોતાની પ્રજાનું કેટલું ભલું ઇચ્છે છે તે, પોતાના દેશના શિક્ષણનો સવાલ ક્યા પ્રકારે હાથ ધરે છે તે પરથી માલમ પડે છે. આ સિદ્ધાંત પ્રમાણે તો આપણી સરકાર ઘણીજ પછાત છે. તેથી કરીને જો આપણી સરકાર, અન્ય સંસ્કૃતિ પામેલી સરકારોમાં પોતાની ગણત્રી કરાવવા માંગતી હોય તો તેણે પોતાની આંખો ખોલીને જોવું જોઇએ અને આ પવિત્ર, મહત્વની ફરજ ઉપર ધ્યાન આપવું જોઇએ, એ તદ્દન

આવશ્યક છે. જોઇએ તો આ દેશમાં શિક્ષણ પામેલાનીસંખ્યા લો, જોઇએ તો કૉલેજોમાં જતા વિદ્યાર્થીઓના જ્ઞાનની પરિક્ષા કરો, નિશાળે જતા વિદ્યાર્થીઓની સંખ્યા જુઓ, જોઇએ તો પ્રાથમિક શિક્ષણ પર કરવામાં આવતા ખર્ચની વિગત ધ્યાનમાં લો તો દરેક રીતે માલમ પડશે કે હિન્દુસ્થાન, દરેક દેશ કરતાં ઘણુંજ પછાત છે. લખતાં વાંચતાં આવડનારાઓની સંખ્યાનું પ્રમાણ ધ્યાનમાં લો:—

સને ૧૯૦૧ ના ગણત્રી પત્રક પરથી માલમ પડે છે કે સેંકડે ૭ થી પણ ઓછા માણસ લખી વાંચી શકે છે. બીજી બાજુએ તપાસતાં રૂશિયા કે જે કેળવણીની બાબતમાં યુરોપના ન્હાનામાં ન્હાના દેશ કરતાં પણ પછાત છે ત્યાંપણ સેંકડે ૨૬ ટકા સ્ત્રીપુરૂષો વાંચી લખી શકે છે. યુનાઇટેડ સ્ટેટ્સ, અમેરિકા, કેનેડા, ઑસ્ટ્રેલિયા અને યુરોપના બીજા મુલકોની તો વાતજ શું કરવી ? એ સર્વ દેશો કેળવણીમાં અગ્રસ્થાન ભોગવે છે. પ્રાથમિક શિક્ષણ આપતી શાળાઓમાં વિદ્યાર્થીઓની કુલ સંખ્યા કેટલી હોય છે તેનો અહીં ઉલ્લેખ કરવો વધારે ઉચિત થઇ પડશે.

| | |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા. | સેંકડે ૨૧ |
| કેનેડા, ગ્રેટબ્રિટન, આયરલન્ડ, ઑસ્ટ્રેલીયા ને સ્વીટઝર્લાન્ડ, | ,, ૧૭થી ૨૦ |
| જર્મની, આસ્ટ્રીયા હન્ગેરી, નાર્વે, ને અનેધરલેન્ડ. | ,, ૧૫થી ૧૭ |
| ફ્રાન્સ | ,, ૧૪ |
| સ્વીડન | ,, ૧૪ |
| ડેનમાર્ક | ,, ૧૩ |
| બેલજીયમ | ,, ૧૨ |
| જાપાન | ,, ૧૧ |
| ઇટાલી, યુનાન, સ્પેન | ,, ૮ થી ૯ |
| પોર્ટુગાલને રૂશિયા | ,, ૪ થી ૫ |

પરન્તુ અંગ્રેજોની છત્રછાયા હેઠળ રહેનાર ભારતવર્ષમાં પ્રાથમિક શિક્ષણ લેનારની સંખ્યા સેંકડે ફક્ત ૧૬ ટકા છે.

હવે જુદા જુદા દેશના શિક્ષણ ઉપર ધ્યાન આપીએ. ઘણાક દેશોમાં તો પ્રાથમિક કેળવણી ફરજીયાત તેમજ મફત હોય છે. કેટલાક દેશોમાં ફરજીયાત તો હોય છે પરંતુ ત્યાંની સરકાર એ માટે પ્રજા ઉપર બહુ દબાણ કરતી નથી. કેટલાક મુલકોમાં શિક્ષણ ફરજીયાત નથી પરંતુ થોડું ઘણું મફત તો અપાય છે. પરંતુ આપણા ભારતવર્ષમાં તો શિક્ષણ નથી ફરજીયાત કે નથી મફત! ગ્રેટબ્રિટન, આયર્લેન્ડ, ફ્રાન્સ, જર્મની, સ્વિટઝર્લાન્ડ, ઑસ્ટ્રીયા, હંગેરી, ઇટાલી, બેલજીયમ, ડેન્માર્ક, નૉર્વે, સ્વિડન અમેરિકાનું યુનાઇટેડ સ્ટેટ્સ, કેનેડા, ઑસ્ટ્રેલીયા જાપાન વગેરે દેશોમાં શિક્ષણ ફરજીયાત તેમજ મફત મળે છે. બાળકો માટે ફરજીયાતપણું ૬ વર્ષનું હોય છે. અમેરિકાના કોઈ કોઈ દેશમાં ૫ વર્ષ સુધી હોય છે.

હૉલેન્ડમાં પ્રાથમિક શિક્ષણ ફરજીયાત છે પરંતુ મફત નથી. સ્પેન, પોર્ટુગાલ યુનાન, બલ્ગેરીયા, સર્વીયા, રોમાનીયા વગેરે દેશોમાં કેળવણી વના ખર્ચે અપાય છે અને કેટલે અંશે તે ફરજીયાત હોય છે. તુર્કીમાં શિક્ષણ મફત મળે છે અને કાંઇક અનિવાર્ય પણ છે, રૂશિયામાં પણ ફરજી-જીયાત તો નથી પરંતુ કેટલેક દરજ્જે મફત મળે છે.

આ ઉપરાંત હવે પ્રાથમિક શિક્ષણપર જુદા જુદા દેશોમાં દરેક વિદ્યાર્થીપર કેટલો ખર્ચ કરવામાં આવે છે તે પર વિચાર કરીએ તોપણ હિન્દુસ્થાન બીજા દેશ સાથે સરખાવતાં ઘણુંજ નીચે દરજ્જે આવે છે.

| | |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૬—૦ |
| સ્વિટઝર્લાન્ડ | ૧૩—૮ |
| ઑસ્ટ્રીયા | ૧૧—૩ |
| ઈંગ્લાંડ અને વેલ્સ | ૧૦—૦ |
| કેનેડા | ૯—૯ |
| સ્કોટલેન્ડ | ૯—૭॥ |
| જર્મની | ૬—૧૦ |
| આયર્લેન્ડ | ૬—૫ |
| નેધરલેન્ડસ | ૬—૪॥ |
| સ્વીડન | ૫—૭ |

| | |
|---|---|
| એલજીયમ | ૫—૭ |
| નાર્વે | ૫—૧ |
| ફ્રાન્સ | ૪–૧૦ |
| આસ્ટ્રીયા | ૩—૧॥ |
| સ્પેઇન | ૧–૧૦ |
| ઇટાલી | ૧—૭॥ |
| સર્વીયા | ૧—૨ |
| જાપાન | ૧—૨ |
| રૂશિયા | ૦—૭॥ |

પરન્તુ ભારતવર્ષમાં દરેક વિદ્યાર્થી પાછળ ફકત એક પેની અથવા એથીપણુ ઓછું એટલે કે, એક આનો અથવા એથી પણુ કમી ખર્ચ કરવામાં આવે છે.

---

## ભાષણ ૬ ઠું.

## —પંડિત મદનમોહન માલવીઆ—

ભારતમાં શિક્ષણુની ઘણીજ આવશ્યકતા છે પરંતુ મારે ખેદ સહિત જણાવવું પડે છે કે તેને માટે ઉપાયો પૂરતા નથી. આ દેશની પ્રજા અજ્ઞાન રૂપી ઘોર અંધકારમાં પડેલી છે, અને આપને વિદિતજ છે કે એ અજ્ઞાનતા અને અભણુતા ઉન્નતિના માર્ગમાં વિક્ષેપ કરે છે. આપણા અભણુ બંધુઓને રોગ વગેરેથી બચાવવા માટે ઉપદેશ આપવામાં આવે છે પરંતુ તે ઉપદેશ શું કામનો ? પ્રજાના આ અવિદ્યા રૂપી અન્ધકારને લીધે સરકારને અનેક મુશ્કેલીઓ અને મુસીબતો ખમવી પડે છે. પ્લેગથી બચાવવાને માટે સરકારે સહીયડની યોજના ચાલુ કરી છે; તાવથી બચાવવા કવીનાઇનનો પ્રચાર કરવામાં આવે છે પરતું શું સરકાર નથી જાણુતી કે લોકો આ ચીજોના ફાયદા સમજી શકતા નથી ? એટલું જ નહિ પણ સહીયડથી બચવાને માટે લુચ્ચાઇ કરવાને પણુ તેઓ તૈયાર થાય છે; તેનું કારણુ એટલુંજ છે કે તેઓને કેળવણીની જરૂર છે

સહીયડને લાભકર્તાને બદલે તેઓ હાનિકારક સમજે છે, કવીનાઇનિ જેવી દવા તેઓને ઝેર સમાન લાગે છે. આ પ્રમાણે હોવાથી શિક્ષણની ઉન્નતિ યથાયોગ્ય થતી નથી. બે વર્ષ પહેલાં સરકારે વચન આપ્યું હતું કે પ્રાથમિક શિક્ષણ સમસ્ત હિન્દમાં મફત આપવામાં આવશે પરંતુ તે વચનનું -તે પ્રતિજ્ઞાનું હજી પાલન થયું નથી. સરકારે પચાસ વર્ષ પહેલાં જાહેર કર્યું હતું કે ભારતમાં પ્રાથમિક શિક્ષણનો પ્રચાર કરવામાં આવશે પરંતુ આપણે લોકો તે પ્રચારની આજપર્યંત રાહ જોતા જોતા થાકી ગયા છીએ. પૈસાની ખુબ જરૂર પડે એવા અને દેશને બીન જરૂરી કાર્યો શરુ કરવામાં આવ્યા છે પરંતુ જે બાબતો દેશમાં શરૂ કરવી જોઇએ તે તો એમની એમ રહી છે એ સાથે સરખામણીમાં પ્રાથમિક શિક્ષણનો દાખલો લો. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત થવું જોઇએ પરંતુ અફસોસ ! આજ સુધી આપણી સરકાર કાનમાં પુમડા ઘાલી ને બેઠી હોય એમ લાગે છે. ઇંગ્લંડમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત સને ૧૮૭૦ ની સાલમાં શરૂ થયું. જાપાન ( કે જે એશિયાનો એક ન્હાનો ટાપુ છે ) તેમાં ૪૦ વર્ષ થયાં પ્રાથમિક શિક્ષણ ફરજીયાત થયું છે અને એજ પ્રમાણે અમેરિકા, જર્મની, ફ્રાન્સ અને પશ્ચિમના બીજા સંસ્કૃતિપામેલા દેશોમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે પરંતુ હિન્દમાં—અભાગી હિન્દમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત શામાટે થવું નહિ જોઇએ? હિન્દીઓને શા સારૂ આ શિક્ષણથી થતા અગણિત લાભોથી દૂર રાખવા ? આ શિક્ષણ એકજ ચીજ છે કે જેના પાયા પર ભારતની ઉન્નતિનું મંદિર બાંધી શકાય. આ ઉદ્દેશ પરિપૂર્ણ કરવાને અર્થે આપણને શું કૃષીશાસ્ત્રનું જ્ઞાન આપવામાં આવશે ને ખેતીવાડીની શું ઉન્નતિ થશે ? શું આ દેશમાં કલાકૌશલ્યનો તેમજ ઐાદ્યાગિક શિક્ષણનો પ્રચાર કરવામાં આવશે ? શું આપણા ભોળા હૃદયના બંધુ અને બ્હેનોમાં આત્મનિષ્ઠા અને સ્વાભિમાનની ભાવના ઉત્પન્ન કરવામાં આવશે ? આ સર્વ ચીજોને માટે તો પ્રાથમિક કેળવણી ફરજિયાત અને મફત થવાની ખાસ આવશ્યકતા છે. તેથી હિન્દ સરકારને મારા સાચા હૃદયથી પ્રાર્થના કરૂં છું કે મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણનો પ્રચાર કરવાના પ્રશ્નને તેઓ બને તેટલી ત્વરાથી હાથ ધરે. આ એક ધ્યાન આપવા યોગ્ય અને આવશ્યક પ્રશ્ન છે કે જેના ઉપર સમસ્ત હિન્દના અભ્યુદયનો આધાર રહેલો છે.

આ પ્રશ્નની સાથે સાથે કલાવિજ્ઞાન તેમજ ઔદ્યોગિક શિક્ષણનો સવાલ પણ ધ્યાનમાં લેવો જોઇએ. લાખો નહિ કિંતુ કરોડો ભારતવાસીઓને જો નિર્ધનતાથી અને ભુખમરાથી બચાવવા હોય, જો જીવનનિર્વાહને માટે નવિન નવિન માર્ગ ખોલવા હોય, આખા દેશમાં સુખનું સામ્રાજ્ય ફેલાવવું હોય, તો કલાવિજ્ઞાન અને ઔદ્યોગિક શિક્ષણ આપવાનું મોટા પાયા પર શરૂ કરી દેવું જોઇએ. દુનિયાના બીજા દેશોમાં આવા પ્રકારની કેળવણી સુખને રસ્તે દોરનારી પૂરવાર થઈ છે. એક સમય એવો પણ હતો કે વ્યાપાર તથા ઉદ્યોગમાં જર્મની કાંઇ હિસાબમાં ન્હોતું. પરંતુ ટુંક સમયમાં તેણે એટલી બધી ઉન્નતિ કરી છે કે ઈંગ્લાંડ સાથે પણ સ્પર્ધા કરવામાં તે પાછું પડતું નથી. ઉદ્યોગ અને વ્યાપારની ઉન્નતિથી આજે અમેરિકા સાક્ષાત્ લક્ષ્મીદેવીનું સ્થાન બની ગયું છે. ખેતી કરતો જાપાન દેશ ફક્ત ત્રીસ વર્ષના અરસામાં મોટો વ્યાપારી દેશ થઇ ગયો છે. આ દેશોની વ્યાપારિક તથા ઔદ્યોગિક ઉન્નતિ શી-રીતે થઈ? આનો પ્રત્યુત્તર એટલોજ છે કે ઔદ્યોગિક શિક્ષણથીજ. આપણા ભારતજનો અક્કલ હોશિયારીમાં કોઇથી ઉતરે તેમ નથી; ભારેમાં ભારે પરિશ્રમ ઉઠાવવા તેઓ તૈયાર છે; મ્હોટામાં મ્હોટી મુશીબતો સહન કરવા તેઓ કટિબદ્ધ થયલા છે તે છતાં પણ હજુ તેઓ પછાત કેમ રહેલા છે? તેનું કારણ એજ છે કે શિક્ષિત વ્યાપારી વર્ગમાં દૃષ્ટિગોચર થતી કેળવણી અને હોશિયારી તેઓનામાં નથી. અને એજ કારણથી વિદેશીઓ સાથે તેઓ હરીફાઇમાં ઉતરી શકતા નથી—તેઓની સામે ટકર ઝીલી શકતા નથી. વિદેશી વસ્તુઓ આપણા દેશમાં ભરી રાખવામાં આવે છે જેથી દિનપ્રતિ દિન આપણે નિર્ધન બનતા જઇએ છીએ. તેથી અત્યંત આવશ્યક છે કે સરકાર તનમનથી આ સવાલ ધ્યાનમાં લઇ તેનો નિર્ણય કરે એટલુંજ નહિ પણ આ દેશની જરૂરીયાત પ્રમાણે ઔદ્યોગિક શિક્ષણનો મોટા પાયા પર પ્રચાર કરે.

---

## ભાષણ ૭ મું

# દેશભક્ત બાબુ બિપિનચંદ્રપાલ.

રાષ્ટ્રીય શિક્ષણ એટલે શું ? રાષ્ટ્રીય શિક્ષણ તેનું નામ કે જે રાષ્ટ્રના નિયમોને અનુસરીને આપવામાં આવે અને જે આપણા દેશના મહાનુભાવોને આધીન હોય. પરંતુ રાયષ્ટ્રીય શિક્ષણના આ અર્થથી હું સંતોષ પામતો નથી. શિક્ષણ વિભાગ આપણા નેતાઓના હાથમાં સોંપાય અને આપણી કેળવણી રાષ્ટ્ર નિયમને અનુકૂળ આપવામાં આવે એ કદાપિ અસંભવિત નથી. પરંતુ વાસ્તવિક રીતે જોતાં એ શિક્ષણને રાષ્ટ્રીય શિક્ષણ કહી શકાય નહિ. રાષ્ટ્રીય શિક્ષણ આપવાને માટે એક ખાસ આવશ્યકતા એ છે કે તે બીજી કોઇ ભાષા દ્વારા નહિ પરંતુ માતૃભાષા દ્વારાજ અપાવું જોઇએ. વળી એ શિક્ષણ આ દેશમાં રહેતા લોકોના સામાજીક જીવન અને શારીરિક ગુણોને અનુકૂળ હોવું જોઇએ, પરંતુ મુશ્કેલી એ નડે છે કે આ શિક્ષણ પદ્ધતિને રાષ્ટ્રીય શિક્ષણના નામથી ઓળખી શકાય નહિ; આ દેશની યુનિવર્સિટીઓ જેઓના હાથમાં છે તે પરદેશીઓ આપણા સામાજીક જીવન તથા ગુણોને યથાયોગ્ય અભ્યાસ કરીને આપણી માતૃભાષા દ્વારા આપણને શિક્ષણ આપે—વનસ્પતિશાસ્ત્ર તથા પ્રાણીવિદ્યા વગેરેનું જ્ઞાન આ દેશના ( પરદેશના નહિ ) વનસ્પતિ તથા પશુઓ બતાવીને આપે એટલુંજ નહિ પરંતુ આ યુનિવર્સિટીઓના કારભારીઓ મહેરબાની કરીને તેનો કોષ પણ આપણા નેતાઓને સોંપી દે અને તેના કાર્યકર્તા તરીકે પણ આ દેશના માણસો રાખવામાં આવે તો પણ આ પ્રકારના યુનિવર્સિટીના શિક્ષણને રાષ્ટ્રીય શિક્ષણનું નામ આપી શકાય નહિ. કારણકે આ શિક્ષણ રાસ્ટ્રીયતાના અંતિમ લક્ષ્યને પહોંચાડી શકતી નથી. જે શિક્ષણ આપણને રાષ્ટ્રીયતાના રસમાં ડુબાડી દેયનહિ અને જે રાષ્ટ્રને તેના અંતિમ હેતુ પર પહોંચાડી શકે નહિ તેને રાષ્ટ્રીય શિક્ષણનું નામ આપી શકાય નહિ.

જે સ્કુલ અથવા કૉલેજ હાલની યુનિવર્સિટીના પંજામાંથી મુક્ત થઇ શકતી નથી તેને રાષ્ટ્રીય સ્કુલ અથવા કૉલેજ કહેવાય નહિ અને તેના શિક્ષણને પણ કદાપિ રાષ્ટ્રીય શિક્ષણ કહી શકાય નહિ. તેથી જે શિક્ષણ

રાષ્ટ્રીય માર્ગ પર દોરવી જાય અને જે આ દેશના અગ્રગણ્ય વિદ્વાનોને આધીન હોય તેમજ જે આ દેશના અંતિમ લક્ષ્યને પહોંચાડી શકે તેનેજ માત્ર મારા વિચાર પ્રમાણે રાષ્ટ્રીય શિક્ષણ કહી શકાય.

હવે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે રાષ્ટ્ર એ નામ કોને આપી શકાય ? રાષ્ટ્ર કોને કહેવું ? મનુષ્યના સમુદાયને રાષ્ટ્ર કહી શકાય નહિ. કોઈ એક કંપની, મંડળને પણ એ નામ આપી શકાય નહિ. કોઈ એક સભામાં મળેલા સેંકડો લોકોના ટોળાંને પણ એ નામાભિધાન આપી શકાય નહિ; માણસનો સમુદાય એટલેજ માત્ર રાષ્ટ્ર નહિ. જે જનસમાજના આચાર-વિચાર સ્વભાવ વ્યવહાર વગેરે બીજા દેશના સમાજ કરતાં તદન જુદાજ હોય તેમજ જેનું લક્ષ્ય તેમજ ઉદ્દેશો પણ બીજી સમાજ કરતાં તદ્દન નિરાળા હોય તે સમાજને રાષ્ટ્રનું નામ આપી શકાય.

આ સંસાર ભિન્નતાની ખાણ છે. પ્રત્યેક મનુષ્યના શારીરિક, માન-સિક તેમજ આત્મિક વિકાસમાં પણ ફેર હોય છે એક માણસ શરીરે પુષ્ટ તો બીજો દુર્બળ, એક બુદ્ધિમાન તો બીજો મૂર્ખ એક મહાદયાળુ તો અન્ય મહાક્રૂર એ પ્રમાણે પ્રત્યેક મનુષ્યના ગુણ તથા સ્વભાવમાં અન્તર રહેલો હોય છે.

જે પ્રમાણે પ્રત્યેક મનુષ્યના ગુણ તેમજ સ્વભાવમાં ફેર રહેલો છે તેજ પ્રમાણે દરેક રાષ્ટ્રના ગુણ તેમજ સ્વભાવમાં પણ અન્તર હોય છે. દરેક રાષ્ટ્રની શારીરિક, માનસિક તેમજ સામાજિક રચના ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. કોઈક રાષ્ટ્રની સમાજ જંગલી તેમજ પ્રજાને પીડાકારક હોય છે તો કોઇની કેળવાયલી અને પ્રજાને સુખસંતોષ આપનારી હોય છે.

તેથી કરીને રાષ્ટ્રીય શિક્ષણના પ્રશ્નનો વિચાર કરતી વખતે આપણે આપણા જાતીય ગુણો ધ્યાનમાં રાખવા જોઇએ. આપણી શિક્ષણ પદ્ધતિ એવી હોવી જોઇએ કે આપણા ગુણોને પ્રતિકૂળ ન હોય, આપણા ગુણ-રૂપી અંકુરોનો નાશ ન થાય તથા તેના વિકાસમાં હાનિકર્તા થઇ ન પડે.

હવે આપણે વિચાર કરીને જોવું જોઇએ કે જે શિક્ષણ બિચારા ભારતવાસીઓને અત્યાર સુધીમાં આપવામાં આવ્યું છે અને જે આજ સુધી અપાતું આવ્યું છે તે શિક્ષણ આપનારા આપણી નસેનસ ઓળખ-નારા ભારતના વિદ્વાનો નહિ પણ આંગળીને ટેરવે ગણાય તેટલા પરદેશી-

ઓછે. શું એ શિક્ષણુને રાષ્ટ્રીય શિક્ષણ કહી શકાય ખરૂં ? નહિ, કદી નહિ. કારણ કે વર્તમાન શિક્ષણ યા શિક્ષણ પદ્ધતિ શરૂ કરનાર તથા તેનો પ્રચાર કરનારા, એ શિક્ષણુને રાષ્ટ્રીય માર્ગ પર દોરવવાને તદ્દન અસમર્થ અથવા અયોગ્ય છે. ભલે તેમની એમ પણ ઈચ્છા હોય કે આપણું શિક્ષણ રાષ્ટ્રીય માર્ગ ઉપર અપાવું જોઇએ તો પણ તેઓ તેમાં સફળતા પ્રાપ્ત કરી શકે નહિ. કારણ કે તેમને આપણા દેશનું બીલકુલ પણ જ્ઞાન નથી. તેઓ આપણા પ્રાચીન શાસ્ત્રો તથા પુરાણોનો અનુવાદ ભલે કરે, વેદાન્ત તથા ન્યાયના બે ચાર સુત્રો મોઢે કરીને ભારતીય વિદ્યાના વિદ્વાન ભલે કહેવડાવે પરંતુ એટલેથીજતેઓ આપણા અન્તરાત્માને પિછાની શકતા નથી; આપણા સ્વાભાવિક રાષ્ટ્રીય ગુણોની કલ્પના કરી શકતા નથી. તેથી કરીને તેઓ આપણી કેળવણીના અધિષ્ઠાતા અથવા નિર્દેશક કદી પણ બની શકે નહિ. મૅકસમુલરને બાતલ કરતાં એવો કયો બીજો અંગ્રેજ છે કે જે હિન્દથી સારી રીતે માહિતગાર હોય ? છતાં પણ આ પ્રોફેસરના મોટાં મોટાં પુસ્તકો લઈ જોશો તો તમને માલમ પડશે કે તેણે ફકત શબ્દોનો અર્થ કરેલો છે, શબ્દે શબ્દનું ભાષાંતર કરેલું છે પરંતુ તે આપણા શાસ્ત્રના ઉચ્ચ આશયોને લેશ માત્ર પણ સમજી શકયા નથી.

પ્રથમવાર મૅકસમુલરના બૌધ-શાસ્ત્રનો અંગ્રેજીમાં અનુવાદ વાચતાં અને તેને મૂળગ્રન્થ સાથે સરખાવતાં પ્રસંગવશાત્ "નિરૂદ્ધવીર્ય" એ શબ્દ ઉપર મારૂં ધ્યાન ખેંચાયું. એ શબ્દનો અર્થ સમજવા મારે તેનો અનુવાદ જોવાની આવશ્યકતા હતી નહિ કારણકે તેનો ભાવાર્થ "વીર્યને રોકવું, સત્રધર્મ અથવા તો બ્રહ્મચર્ય" એમ સાફ માલમ પડે છે. એનો અર્થ આપણા દેશના એક અજાણ બાલકને પણ માલમ હોય છે. ત્યારે મેં મૅકસમુલરના ગ્રંથમાં વાંચ્યું તો મને માલમ પડયું કે નિરૂદ્ધવીર્યનો તેમણે મજબૂત પહેલવાન એ પ્રમાણે અર્થ કર્યો છે. પરંતુ શું એ શબ્દનો આ પ્રમાણે અર્થ થાય છે? અંગ્રેજ વિદ્વાનો એ પ્રમાણે માને છે. આપણા સાહિત્યનું જ્ઞાન એ લોકોને કેટલું છે તે આ ઉપરથી માલમ પડે છે. અને આપણા આચાર વિચાર, વ્યવહાર વગેરેનું પણ કેટલું જ્ઞાન છે તે સ્હેજ સમજાય છે. જ્યારે મૅકસમુલર જેવાને નિરૂદ્ધવીર્યનો "મજબુત અથવા પહેલવાન" એ શિવાય બીજો અર્થ સુઝયો નહી ત્યારે ઑકસફર્ડ અથવા કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયનો એક નવો બીનઅનુભવી ગ્રેજ્યુએટ

આપણા દેશમાં આવીને રાષ્ટ્રીયમાર્ગ ઉપર આપણને કાંઇ શિક્ષણ આપી શકે ખરો કે? આપણામાં રાષ્ટ્રીય શિક્ષણની ઉર્મીએ ઉછળ્યા કરે છે. આપણા શિક્ષણની શું સ્થિતિ હતી અને આજે શું છે તે તો તમો સર્વેને વિદિતજ છે. વર્તમાન શિક્ષણને આપણા નિત્ય જીવન અને રાષ્ટ્રીય ઇતિહાસ સાથે કાંઇપણ સંબંધ રહેતો નથી. જુઓ કે એક વનસ્પતિશાસ્ત્રનું શિક્ષણ આપણા હિન્દની વનસ્પતિઓ દેખાડીને નહીં પરન્તુ ઈંગ્લાંડની વનસ્પતિ બતાવીને આપવામાં આવે છે. આપણા વર્તમાન પુસ્તકોમાં એવી વસ્તુઓ વર્ણવેલી છે કે આપણા જોવામાં કદી આવી ન હોય અથવા તો ઈંગ્લાંડ ગયા વિના કદીપણ જોઈ શકવાના નથી આપણા ગ્રંથોમાં એવા એવા શબ્દો છે કે જે તેઓ ગોખાલેછે પરંતુ તે શબ્દો સૂચવતી વસ્તુઓ તેઓના દેશમાં માલમ પડતી નહોવાથી, તે ચીજો શું છે તે તેઓ જાણતા નથી, જાણી શકતા પણ નથી.

જ્યારે હું ન્હાનો હતો ત્યારે એક અંગ્રેજી ચોપડીમાં મેં વાંચ્યું કે 'Hay' હે ( એક પ્રકારનું વિલાયતી ઘાસ )માં એક પ્રકારની સુગંધ હોય છે. એવાંચી મને આશ્ચર્ય થયુ મેં મારા શિક્ષકને પુછ્યુ કે Hay એટલે શું? તેણે કહ્યું કે એ એકપ્રકારના ઘાસનું નામ છે. ડિસેમ્બર અને જાન્યુઆરી મહિનામાં તે ઘાસ પાસેજઇનેમેં તેને સુંઘવા માંડયું પરંતુ મને તેમાં લેશમાત્ર પણ સુગંધી આવી નહી. કેટલાક દિવસ પછી મને માલમ પડયુ કે આપણા નાક એવા છે કે તે સુગંધી શોધી શકતા નથી પરંતુ એ સુગંધી તો સ્વાભાવિક રીતે જૉનબુલ જેવા સાહેબોને જ આવે છે. બીજાઓને તે સુગન્ધિ લાગતી નથી. ત્યાર પછી એક વખત એક ચોપડીમાં Swallow ( એક પ્રકારનું અંગ્રેજી પક્ષી ) એ શબ્દ મારી નજરે પડયો. આ પક્ષી ફકત ઈંગ્લાંડમાંજ હોય છે. આપણા બાપદાદાએ આ પક્ષી જોયું નથી અને તેના પુત્ર પુત્રાદીઓ વગેરે પણ પોતાની આખી જીન્દગીમાં આ પક્ષી ઇંગ્લાંડ ગયા વિના જોઈ શકશે નહીં. હાલના શિક્ષણને તેથી કરીને હું verbal એટલે શાબ્દિક શિક્ષણ કહું છું. કારણકે તેનો સંબન્ધ ફકત શબ્દમાં હોય છે, નહી કે વસ્તુમાં આ પ્રકારના શિક્ષણથી આપણી સ્મરણ શકતી વધી છે પરન્તુ આપણી મનનશકતિ તથા બુદ્ધિ જેવીને તેવીજ રહી છે. અને તેનું પરીણામ શું આવ્યું છે તે આપણે આજે જોઈ શકીએ છીએ. આવા પ્રકારના જ્ઞાનથી આપણા માનસિક

જીવનને ઘણુંજ નુકસાન થયુ છે. આપણા ધર્મપર આપણી કલાકૌશલ્ય પર આવા શિક્ષણે પાણી ફેરવ્યું છે. તેથી કરીને આપણી રાષ્ટ્રીયતા નાશ પામી, તેને આપણી પાસેથી ઝુંટવી લેવામાં આવી. ઇગ્લાંડમાં ઉગતા beech બીચ, oak ઓક Elm એલ્મ એવા વૃક્ષોના નામો આપણુને ઓળખાવવામાં આવે છે પરન્તુ આપણા દેશમાં માલમ પડતા વૃક્ષોજેવાકે વડ, કેરી તથા ચમ્પો વગેરેના નામ પણ શિખવવામાં આવતા નથી. આપણુને વિદેશી પશુપક્ષીઓના ગુણ દોષોનું ભાન કરાવવામા આવે છે પણ આ દેશના પક્ષીગણ સમ્બંધી આપણને અજ્ઞાન રાખવામાં આવ્યા છે. જ્યારે આપણે હિન્દના પક્ષીઓને પ્રાતઃકાળે વૃક્ષોના ઝુંડમાં કિલકિલ કરતાં અને પોતાના મધુર સ્વરથી ગાન કરતાં જોઇએ છીએ ત્યારે એક પ્રકારની આનન્દની લહેરો–ઉર્મીઓ આપણા હૃદયમાં ઉછળે છે પરન્તુ અફસોસ આપણી હાલની કેળવણી આવા પ્રકારના આવશ્યક જ્ઞાનથી આપણને દૂર રાખે છે.

આછા આછા ઘાસથી ઢંકાયલા ખેતરો, હૃદયને આહલાદ કરનાર આમ્ર વગેરેના વૃક્ષોના ઝુંડો તથા ચિત્તાકર્ષક મધુર પુષ્પના ભારથી ઝુકતા બકુલ, અશોક, ચંપક વગેરે વૃક્ષોના દશ્યથી પણ આપણને જોઇએ તેટલો આનંદ થતો નથી. કારણકે બાલપણથીજ આપણા સ્વદેશના આવા ચિત્તાકર્ષક દશ્યોથી આપણને વંચિત રાખવામાં આવ્યા છે.

જે અંગ્રેજી પુસ્તક તમને શીખવવામાં આવે છે તે ખોલીને જુઓ તો તમને માલમ પડશે કે તે પુસ્તક તમારે માટે કે તમારા બાળકો માટે તૈયાર કરવામાં આવ્યું નથી. તે તમારે માટે નથી પરંતુ કેવળ ઇંગ્લંડના બાળકો માટે રચવામાં આવ્યું છે, કારણકે તેમાં એવી એવી ચીજોનું વર્ણન કરવામાં આવ્યું હોય છે કે જે અંગ્રેજ બાળક દરરોજ પોતાની આંખે નિહાળે છે, જેના વાતાવરણમાંજ પોતાની શિશુવય પસાર કરે છે અને જેનાથી તે કેવળ પરિચિત હોય છે, અર્થાત્ એવી વાતો એક અંગ્રેજના સામાજિક તથા રાષ્ટ્રીય જીવન સાથે નિકટનો સંબંધ ધરાવે છે અને તેનું પરિણામ એ આવે છે કે એ બાળકોમાં રાષ્ટ્રીયતાના બીજનું આરોપણ કરવામાં આવે છે. દેશભકિત તો તેમની સહચરી

બની રહે છે. પરંતુ અફસોસ ! આપણા દેશની દશા શું છે ? આવા પ્રકારના વિદેશી જ્ઞાન-શિક્ષણથી આપણા રાષ્ટ્રીય જીવનના માર્ગમાં મહાન્ કંટક રૂપી સંકટો પથરાયલા હોય છે.

રાષ્ટ્રીયતાની આપણામાં મોટી ખોટ છે અને તે કારણથીજ આપણા મહાન્ નેતાઓ પણ સ્વજાતિની ઉન્નતિ કરવાને માટે વિદેશીઓની શુશ્રુષા કરે છે અને પરદેશી સરકારની આશા–નિરાશામાં ગોથાં ખાયાં કરે છે આ સર્વ વિદેશી શીક્ષણનો પ્રતાપ છે !

થોડા દિવસ થયાં એક એવો નિયમ સરકારે ઘડયો છે કે આ દેશમાં શિક્ષણ એવા પ્રકારનું આપવું કે લોકો તદ્દન રાજ્યભકત બની રહે. આપણા હિતેચ્છુ લૉર્ડ કર્ઝને આ કાર્ય પોતાને માથે લીધું. શિક્ષણસંબંધી અનેક સુધારાવધારા કરીને તે ઉદાર આત્માએ પોતાનું નામ અત્યાર સુધી અમર રાખ્યું છે.

લીવોર્નરનું Angel હમારા અભ્યાસક્રમમાં રાખવામાં આવ્યું હતું જેમાં રાજ્યભક્તિને નૈતિક વીષયોના એક અંક તરીકે સરખાવવામાં આવ્યું હતું અને એજ પ્રમાણે એવા બીજા સુધારાઓ અંગ્રેજ મહાશયોએ આપણે કેવળ રાજ્યભકત બનાવવાને આદરવા માંડયા. હાલના સકર્યુલરો જોવાથી પણ સ્પષ્ટ થાય છે કે હાલની શિક્ષણ પદ્ધતિનું આ એકજ લક્ષ્ય રાખવામાં આવ્યું છે; હાલ આપવામાં આવતા શિક્ષણનો પચાસ વર્ષ ઉપર જન્મ થયો હતો. અંગ્રેજી સ્કુલો અને કોલેજો શરૂ કર્યા અગાઉ એક મહાન્ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો અને તે એ હતો કે ભારતવાસીઓને અંગ્રેજી શિક્ષણ આપવું કે નહી. અંગ્રેજી શિક્ષણનો પ્રચાર કરવાની ઇચ્છા રાખનારાઓમાં સર્વેથી જાણીતો અને અગ્રેસર લૉર્ડ મેકોલે હતો. તેના સામા પક્ષવાળાઓનો મત તેથી ન્યારોજ હતો. તે લોકોની એવી અપેક્ષા હતી કે આપણુને માત્ર બારાખડીનુંજ શિક્ષણ આપીને આપણુને દાસત્વની બેડીમાં જકડી લેવા અને આપણુને કેવળ અભણ રાખવા. તેઓની હૃદયપૂર્વક એવી ઇચ્છા હતી કે પાશ્ચિમાત્ય સંસ્કૃતિની જ્યોતિ આપણાથી દૂર રાખવી, પાશ્ચાત્ય સાહિત્ય, વિજ્ઞાન તથા ઇતિહાસ આપણુને શીખવવામાં ન આવે તેનું કારણ એ સ્વાર્થી લોકોમાં હૃદયમાં એવું હતું કે પાશ્ચિમાત્ય ઇતિહાસ વિજ્ઞાન વીગેરે શીખવાથી કદાચ તે લોકોને પણ

સ્વતંત્ર થવાની ઇચ્છા ઉદ્દભવે અને સ્વતંત્રતા માટે લડવાને તેઓ તત્પર બની જાય.

હું પ્રથમથીજ કહી ચુકયો છું કે કેટલાક અંગ્રેજોનો એવો અભિપ્રાય હતો કે જો હિન્દવાસીઓને પાશ્ચિમાત્ય વિજ્ઞાન તથા ઇતિહાસ વિગેરે શીખવવામાં આવશે તો તે લોકોમાં પણ કદાચ સ્વતંત્રતાની જ્યોત પ્રકાશી નીકળશે અને સ્વતંત્રતા દેવીના ઉપાસક બની જશે તો આપણને માટે ઘણું મુશ્કેલ કામ થઇ પડશે. આ સ્વાર્થી શ્વેતાંગીઓનો આવો સંકુચિત અને નીચ અભીપ્રાય સાંભળી મેકૉલે એ તે વખતે ઘણો અગત્યનો પ્રત્યુત્તર વાળ્યો હતો. તેણે કહ્યું હતું કે "It would be a glorious day for England if the people of India, educated in western Science, brought up in western history and literature, demanded those free political institutions for themselves in their country which exist in the land of their rulers." અર્થાત્ જ્યારે હિન્દવાસીઓ પાશ્ચિમાત્ય વિજ્ઞાન ઇતિહાસ તથા સાહિત્યનો અભ્યાસ કરીને વિદ્વાન થશે અને જે સ્વત્તંત્ર રાજ્યદ્વારી સંસ્થાઓ હાલ ઇંગ્લાંડમાં છે તે પોતાના પ્યારા દેશ માટે માંગવાને તૈયાર થશે તે દિવસ ઇંગ્લાંડને માટે ઘણોજ મહત્વનો ગણાશે. ખરેખરા નિષ્પક્ષપાતી હૃદયમાંથી તો આવાજ શબ્દો નીકળે.

મેકૉલેનું આ વચન ઉપયોગી તો છે પરંતુ તે ખરા હૃદયમાંથી નિકળ્યું હોય એમ લાગતું નથી. આ તો ફકત પોતાના સામા પક્ષવાળા સાથે માત્ર વાદવિવાદ કરતાં તેણે ઉચ્ચાર્યું હતું. વાસ્તવિક રીતે જોતાં તો તેમાં સત્યતાનો એક અંશ સરખો પણ નથી. તાત્પર્ય એટલુંજ કે કદી સંયોગવશાત્ હિન્દ એવું બની જાય ( અર્થાત કેળવણી પામીને ઇગ્લાંડની સ્વતંત્ર નૈતિક સંસ્થાઓ પોતાના દેશ માટે માંગે ) ત્યારે પણ એ લોકોને કંઈ નહી તો એટલો સંતોષ થાય કે અવનતિની દશાએ ચઢેલા રાષ્ટ્રને અમે ઉન્નતિના માર્ગ પર ચઢાવી છે. મેકૉલેના કહેવાનો અર્થ એજ હતો. તેના વચનનો માર્મિક ભાવાર્થ એજ હતો. તેની મૂળ નીતિ પણ ખરૂં જોતાં એજ હતી. તેણે જોયું કે હિન્દની સરકાર અનિયન્ત્રિત તથા સ્વતન્ત્ર છે અને કોઈ પણ સરકાર પ્રજાની સહાયતા વિના સ્થિર રહી શકતી નથી. તે એટલે સુધી કે રશીયાનું પ્રજાપીડક રાજ્ય પણ રાજકીય

કર ઉપર આધાર રાખે છે. તુર્કીનું નિષ્ઠુર રાજ્ય પણ જ્યાં સુધી તેના કુલીન નાગરિકોની તેના પર મહેરબાની છે ત્યાં સુધીજ સ્થિર રહેશે.

રાજ્યનીતિના ઇતિહાસના દરેક અભ્યાસકને એ વિદિત છે કે જ્યાં સુધી સર્વે લોકોને પોતાના તરફ ખેંચી લઇને પ્રજા પ્રેમ એટલો સંપાદન કરે કે તે એક દુર્જેય દુર્ગની ગરજ સારે અને તેને લીધે રાજ્યકર્તાઓનું કામ ઘણું સહેલું થાય તેવી શકતિ તેઓ ધરાવે નહીં ત્યાં સુધી કોઇ પણ અનિયંત્રિત શાસન કોઇ પણ દેશમાં ટકી શકે નહીં.

એજ પ્રકારે અંગ્રેજ સરકારે હિન્દનો રાજ્યાધિકાર હાથમાં લઇને પ્રજાનો પ્રેમ સંપાદન કરવા પ્રયત્ન કરવા માંડયો. પહેલાં તો તેઓની દૃષ્ટિ અહીંના રાજા અને રાજકુમારો ઉપર પડી પરંતુ તે લોકો અંગ્રેજોને આધીન કેમ થઈ શકે ? અંગ્રેજી રાજ્ય પછી તે રાજાઓની શકિત કાંઇક ઓછી થઇ હતી. ત્યાર પછી સરકારની આંખ સાધારણ વર્ગના લોકો એટલેકે બ્રાહ્મણ તથા ઉચ્ચ જાતિ પર પડી.

અંગ્રેજી રાજ્ય પહેલાં બીજા બાદશાહોના વખતમાં એ લોકોને પુષ્કળ દુઃખ વેઠવું પડયું હતું તેથીજ અંગ્રેજ સરકારે નિશ્ચય કર્યો કે એ લોકોને હાથમાં લઇ આપણી મતલબ સાધવી. કારણકે અંગ્રેજ રાજ્યને સહાય કરનારા સ્તંભરૂપ પુરૂષો એજ લોકોમાંથી મળી આવે છે.

અંગ્રેજી શિક્ષણ આ લક્ષ્યથી અને આ ઉદ્દેશથી આપવામાં આવ્યું યાને આપવાની જરૂર પડી. કારણ કે હિન્દ જેવા મોટા દેશમાં હિન્દીઓની મદદ શિવાય રાજ્ય કરવું એ કાંઇ ન્હાની સુની વાત ન હોતી. ઇંગ્લાંડના વિદેશી માણસોથી કામ લેવું અસંભવિત હતું. તેથી હિન્દવાસીઓની સહાયતા લેવાની આવશ્યકતા જણાઇ બીજી વાત એ છે કે વિદેશીઓની રાજ્યપદ્ધતિ હિન્દી પદ્ધતિ નહિ પણ ખુદ પોતાની પદ્ધતિ હતી. તેથી અંગ્રેજી શિક્ષણ આપવાની જરૂર માલમ પડી. હિન્દના લોકોનો એક એવો વર્ગ કરવો જે સરકારની નોકરી કરીને સરકારને સહાયતા આપે. શિક્ષણનો પ્રચાર કરવાનું આ એક સોથી મ્હોટું કારણ હતું અંગ્રેજી શિક્ષણ પ્રચાર કરવાનું બીજું કારણ એ હતું કે હિન્દનું એક એવું મંડળ ઉભું કરવું કે જેના ગુણદોષો તથા લાભાલાભ સરકારના ગુણદોષ તથા લાભાલાભથી ભિન્ન ન હોય. પરંતુ તે એક બીજાપર અવલંબિત રહે તેમ કરવું. સરકાર તે લોકોને મોટી પદવીઓ ખીતાબો વીગેરે

આપશે તે ઉપરાંત વળી આ વર્ગને અંગ્રેજી ઇતિહાસ તથા સાહિત્યનું શિક્ષણ મળવાથી તે લોકો ફક્ત લાભને માટેજ સરકાર સાથ જોડાઈ જશે એટલુંજ નહીં પણ પોતાના માનસિક ધાર્મિક તથા નૈતિક આદર્શોને પહોંચવા માટે અંગ્રેજ સરકાર ચિરસ્થાયી રહે એવી ઇચ્છા રાખતા થશે.

આ ધોરણે વિચાર કરતાં તે લોકોને જણાયુંકે હિન્દીઓને અંગ્રેજી શિક્ષણતો અવશ્ય આપવું. કેટલો વખત સુધી સરકાર એમ પણ સમજતી રહીકે એક બીજાની સહાયની જરૂર છે. ૨૫ વર્ષ પહેલાં અંગ્રેજી સરકાર એમ ધારતી હતીકે આપણા દેશનો શિક્ષિત વર્ગ સરકારની સર્વ ઇચ્છાઓનું પરિપાલન કરે છે અને રાજા તથા પ્રજા વચ્ચે પડીને પ્રજામાં રાજ્યનિષ્ઠા તથા રાજામાં પ્રજાપ્રેમ ઉત્પન્ન કરે છે. પરંતુ કેટલોક સમય વીત્યા બાદ આવું નીચ કાર્ય કરવાથી દૂર રહેવા લાગ્યા અથવા તો સરકારની આશાઓથી કાંઇક દૂર જવા લાગ્યા. એ વિષે તો લૉર્ડ ડફરિને કહ્યું હતું કે "The Indians want to ride in the chariot of the sun" અર્થાત્ હિન્દના લોકો તો સૂર્યના રથમાં ચઢવાની ઇચ્છા રાખે છે. બસ તમે લોકો જરા ચંચળ થવા માંડયા એટલે તમારામાં અસંતોષ વધવા લાગ્યો. જ્યારે તમે સરકારને સહાય ન કરતાં, પોતાને નેતા બનાવીને સરકાર તરફ પ્રતિકૂળ આચરણ કરવા લાગ્યા ત્યારે સરકારને શિક્ષણમાં ફેરફાર કરવો પડયો, અને કીધો પણ ખરો. પહેલાં તો આ પરિવર્તન ધીમેધીમે ચુપકીથી કરવામાં આવ્યું પણ જેમ વિરોધ વધતો ગયો તેમ તેમ સરકારની રીતિનીતિમાં ફેરફાર થવા માંડયો અને તેનું પરિણામ આજે આપણે યુનિવર્સીટી આકટના રૂપમાં અનુભવીએ છીએ. આ આકટનો મુખ્ય ઉદ્દેશ એ છે કે અંગ્રેજી સાહિત્યકળા વીગેરે આપણે હિન્દીઓને જોઇએ તે પ્રમાણે શીખવવામાં ન આવે. મારા સાંભળવામાં આવ્યું છે કે કલકત્તા યુનિવર્સિટીએ બર્કને અભ્યાસક્રમ માંથી કાઢી નાંખ્યોછે અને તેને બદલે લી વૉર્નરનું બાઇબલ રાખવામાં આવ્યું છે એજ પ્રમાણે બર્કના જેવા બીજા જુના પુસ્તકો પણ કાઢી નાંખવામાં આવશે.

ગૃહસ્થો! હવે એવો વખત આવી લાગ્યો છે કે આપણા રાષ્ટ્રના માનસિક જીવનના હિતને માટે અને વીશેષ કરીને હિન્દના રાષ્ટ્રના ભલાં માટે તમારે તથા મારે આ દેશના શિક્ષણનો બોજો

પોતાના હાથમાં લેવો જોઇએ જેથી આપણી જાતીય બુદ્ધિ સંકલ્પ, જાતીય અભિમાન તથા બળથી પોતાના દેશની ઉન્નતિના અર્થ શિવાય બીજા કોઈ પણ હેતુથી નહિ પરંતુ એજ હેતુથી શિક્ષણ આપવાનું આ દેશમાં શરૂ કરીએ. અને તેમાં સર્વ વિષયક તથા વૈજ્ઞાનિક શિક્ષણ પણ ભાષાના શિક્ષણ સાથે આપવામાં આવવું જોઇએ. તેને માટે અમે National council of Education અર્થાત્ રાષ્ટ્રીય શિક્ષણ સભા ઉભી કરી છે. બીજા દેશના સંબંધમાં તો હું કહેતો નથી પણ હિન્દના સંબંધમાં એટલું તો કહેવું પડશે કે પારિભાષિક શિક્ષણને વિજ્ઞાનથી દૂર રાખવું તે તો ઉન્નતિની નૌકાને ડુબાડવા જેવું થઈ પડશે. હિન્દને અમે જ્ઞાન વિષયક માનીએ છીએ. હિન્દ જ્ઞાનનુ મૂળ સ્થાન છે, જ્ઞાનરૂપી શકિતનો વિકાસ આ પવિત્ર ભૂમીમાંજ પરાકાષ્ઠાએ પહોંચ્યો છે. તેથી આપણે લોક પેટને લીધે જ્ઞાનમય જીવનને કદાપિ અલગ કરી શકતા નથી કારણ માણુસ કેવળ રોટલીના ટુકડાથી જીવતો નથી તેમ એક રાષ્ટ્ર તથા દેશ પણ રોટલાને લીધેજ જીવતો નથી. એટલું પણ સ્મરણમાં રાખવું કે એક રાષ્ટ્ર અથવા દેશની ઉન્નતિ સાબુનું કારખાનું ઉભું કરવામાં અથવા સુતરની મીલ ઉભી કરવામાંજ સમાયલી નથી. પરંતુ કલાકૌશલ્ય તથા વૈજ્ઞાનિક શિક્ષણ દરેક દેશમાં વ્યાપારિક જીવનના હિતને માટે ખાસ જરૂરનું છે કારણકે વ્યાપારિક શિક્ષણ એટલે શું ? વ્યાપારિક શિક્ષણ એનું નામ કે જે માણસને પોતાની ખીલેલી બુદ્ધિથી પોતાને મળતી ચીજો વડે વેચાવા જેવો માલ બનાવી શકે.

વ્યાપારાદિ ચીજોમાં પણ બુદ્ધિના વિકાસની જરૂર પડે છે. પરન્તુ બુદ્ધિના વિકાસ વિના કલાકૌશલ્ય તથા વૈજ્ઞાનિક શિક્ષણ સ્વપ્નતુલ્ય–એક ભ્રમ જેવું છે. તેથી અમે એક એવું રાષ્ટ્રીય વિદ્યાલય ખોલ્યું છે કે જેમાં વ્યાપારિક શિક્ષણની સાથે સાથે વિદ્યાર્થીઓની ૧૨ વર્ષની ઉમ્મર દરમિયાન કળાકૌશલ્ય તથા વિજ્ઞાનનું જ્ઞાન પણ આપી શકે. હવે જ્યારે આ યુવકો સ્કુલ છોડીને રાષ્ટ્રીય કૉલેજમાં પ્રવેશ કરે છે ત્યારે તેને માટે ત્રણ માર્ગ ખુલ્લા રહે છે અર્થાત્ ત્રણ પ્રકારનું શિક્ષણ તેને માટે તૈયાર રહે છે, પ્રથમતો જુદી જુદી કલાકૌશલ્ય કે જે કેળવણીમાં અનેક ભાષાઓ, ઇતિહાસ કલાવિજ્ઞાન વગેરેના શિક્ષણનો સમાવેશ થાય છે. બીજા વિભાગમાં ફકત વિજ્ઞાનનું જ્ઞાન આપવામાં આવે છે. ત્રીજા વિભાગમાં ઉંચા પ્રકારના

વ્યાપારિક વિષયોનું જ્ઞાન આપવામાં આવે છે. તેથી કરીને જો તે યુવક પૈસાદારનો પુત્ર હોય ને જેને પેટ ભરવા માટે ફિકર ચિન્તા નથી અને જે સ્વતંત્ર જીવનનો પ્રેમી તથા ઉપાસક હોય છે તે ફક્ત સાહીત્ય અને મનુષ્ય જાતિની ઉન્નતિના વિષયોની કેળવણી લેશે. આ જગ્યા ઉપર જે લોકે નિર્ધન હોવા છતાં પણ સ્વદેશ પ્રેમના બીજ જેમનામાં રોપવામાં આવ્યા છે તેઓને કામે લગાડવામાં આવ્યા છે. આ શિક્ષણ વિભાગમાંથી વાઘની માફક ગર્જના કરનાર મોટામોટા વકતાઓ, ઇતિહાસકાર, દાર્શનિક નૈયાયિક, કવિ, સંપાદકો, ચિત્રકારો, મૂર્તિકારો અને શિલ્પકારો તરતજ બહાર પડશે અને તમને અચંબો પમાડશે. દ્વિતીય વિભાગમાંથી એટલે શુદ્ધ વિજ્ઞાન ભાગમાંથી જગદીશ ચન્દ્ર બોઝ અને પ્રફુલ્લચંન્દ્ર બોઝ જેવા વિજ્ઞાન વેત્તા બહાર આવશે કે જેઓ પોતાની જીંદગી સુધી નવીન પ્રયોગો કરી કરીને અને તે રીતે વિજ્ઞાનની સેવા કરીને વિજ્ઞાન જાણનારાઓને અજાયબી પમાડશે. તેજ પ્રમાણે તૃતીય વિભાગમાંથી વ્યાપારિક શીક્ષણને લીધે એવા વીદ્યાર્થીઓ બહાર પડશે કે જેઓ ન્હાની ન્હાની ચીજો બનાવશે. આ અમારી રાષ્ટ્રીય શિક્ષણનું ટુંકમાં વિવરણ છે. અને આજ પ્રકારનું શિક્ષણ અમે લોકો બંગાળની રાષ્ટ્રીય સ્કુલો તથા કોલેજોમાં આપવાની ઇચ્છા રાખીએ છીએ.

અમારી સ્કુલ તથા કોલેજોમાં અત્યાર સુધી ૨૬૦૦ થી ૩૦૦૦ વિદ્યાર્થીઓ છે. તેમની સંખ્યા હાલ વધુ નથી પણ તેથી અમે નિરૂત્સાહી બન્યા નથી. કારણ કે અમારૂં કાર્ય વિધ્નો તથા અડચણોથી પૂર્ણ છે. વર્તમાન સમયની શિક્ષણ પદ્ધતિએ હિન્દવાસીઓને એવી સ્થિતિમાં મુકયા છે કે તેઓ સરકારી દાસત્વમાં જકડાઇને નામના વિદ્વાત્તાવાળા ધંધાથી લોભાઇ ગયા છે.

પરંતુ અમે લોક અમારી રાષ્ટ્રીય સ્કુલ તથા કોલેજોમાં આ પ્રકારની આશા કોઈ પણ વિદ્યાર્થીને આપતા નથી. અમારી સનંદ, પ્રમાણપત્ર વીગેરેથી કોઈ સરકારી નોકરી નહીં મળી શકે તો તેથી હું દીલગીર નથી પણ એક રીતે ખુશ છું. જ્યાં સુધી આ દેશનું શાસનસૂત્ર આપણ હાથમાં સોંપવામાં આવે નહીં ત્યાંસુધી આવી સનદ સરકારી નોકરી માટે પ્રમાણ થઇ ચૂકે એ જાણી મને ઘણોજ ખેદ થાય. કાયદાની શાળા-

આ પણ ખોલીશું પરન્તુ ત્યાંની સનદ મેળવનારાઓ કદી પણ વિદેશી કોર્ટમાં વકીલાત કરી શકશે નહીં. આ કાર્યમાં મોટીમોટી મુસ્કેલીઓની સામુ થવું પડે છે પરન્તુ તે છતાં પણ આ ૩૦૦૦ વિદ્યાર્થીઓને ઘણાજ કૃતજ્ઞ કરીશું.

પહેલ વહેલાં જ્યારે અંગ્રેજી શિક્ષણનો જન્મ થયો ત્યારે અંગ્રેજી શિક્ષણ લેનારની સંખ્યા અમારી રાષ્ટ્રીય વિદ્યાલયોમાં છે તેટલી પણ નહોતી. પણ મને સમ્પૂર્ણ આશા છે કે હિન્દની સરકારના નિયમ જેમ આકરા થતા જશે અને જેમ વિદ્યાર્થીઓને નવીન ઉદ્ભવેલો સ્વદેશ પ્રેમ વધારવાની તક આપવામાં આવશે નહીં અને જેમજેમ આ બાબત ઉપર ભારતીઓને તેમનું ધ્યાન ખેંચવામાં આવશે કે જોઇએ તો તેઓએ માતૃભૂમિની સેવા કરવી અથવા તો રોટલી કમાવવા સારૂ સરકારની નોકરી કરવી તેમતેમ રાષ્ટ્રીય શિક્ષણ સ્વરાજ્યશિક્ષણ માટે બુમ પડી રહેશે અને આ બન્ને પ્રકારના વિદ્યાર્થીઓ તથા તેમના માતાપિતા સરકારી સ્કુલો તથા કૉલેજોને નવ ગજના નમસ્કાર કરશે અને રાષ્ટ્રીય શિક્ષણને પોતાના હૃદયની સાથે ચાંપશે. મ્હારા વ્હાલા મીત્રો, એટલું કહેવું તો હું ઉચિત ધારૂં છું કે આ વિદ્યાલયોમાં થી બહાર પડતા વિદ્યાર્થીઓ બીજી વિશ્વવિદ્યાલયોમાંથી બહાર પડતા યુવકો કરતાં કાંઇક સારાજ નિવડશે. તેઓના ભોજન વસ્ત્ર વગેરે પણ તેમન કરતા કાંઇક ઠીકજ રહેશે. જે વિદ્યાર્થીઓને સરકારી નોકરી મેળવવાની આશાથી સ્કુલમાં મોકલવામાં આવે છે તેઓમાં કેટલાઓ છેવટે પોતાના માતપિતાના લક્ષ્યને પહોંચવાને સમર્થવાન્ થાય છે એ એક વિચારવા લાયક વાત છે. હું કહું છું કે ભાગ્યેજ સેંકડે પાંચ કે છ તેમ કરવા શકિતવાન્ થતા હશે. કેટલાક બિચારા મૅટ્રિકના ખાડામાંજ ગબડી જાય છે અને તેમાંથી બહાર નિકળવા ભાગ્યવાન્ થતા નથી. કેટલાક 'પ્રીવીઅસ' માં પાયમાલ થાય છે અને કેટલાકને તો બી. એ. લગી પહોંચવું એટલે સ્વર્ગપ્રાપ્તિ માટે તપશ્ચર્યા કરવા જેવું મુશ્કેલ થઈ પડે છે. બાકી રહ્યું હવે કાયદાનું શિક્ષણ, તેમાં કેટલાક ઉત્તીર્ણ થાય છે. આ પરીક્ષાઓ પાંડવોના પ્રસિદ્ધ પ્રયાણ જેવી છે કે જેથી ફકત યુધિષ્ઠિર સ્વર્ગમાં પહોંચી ગયા પણ અર્જુન ભીમ ઇત્યાદિ પછાડી રહી ગયા. તેજ પ્રમાણે સોમાં એક અથવા બે ડેપ્યુટી સાહેબ બનવા ભાગ્યવાન્ થાય છે અને બીજાઓ પછાડી હવા ખાયા કરે છે. બાકી તો જેઓ મૅટ્રિક, પ્રીવીઅસ, બી. એ. માં સપડાય

છે. તેઓની સ્થિતિથી આપણે કાંઈ અજાણ નથી. મારી જાણ પ્રમાણે મદ્રાસમાં એક બી. એ. ની સરેરાશ આવક મહીને રૂા. ૧૫ થી ૨૦ ની છે. જો આ વાત તમારા મગજમાં આવી હશે તો મને ખાત્રી છે કે આ યુનિવર્સિટીઓની લાલચમાં તમે કદાપિ ફસાશો નહી. અમારી રાષ્ટ્રીય વિદ્યાલયોને વિદ્યાર્થીઓની શું સ્થિતિ થશે તે તમારી સન્મુખ રજુ કરવામાં આવી છે. મને આશા છે કે એક એવો દિવસ પણ આવશે કે જ્યારે રાષ્ટ્રીય વિદ્યાલયોમાં તહસીલદાર, ડેપુટી કલેકટર અને બીજા સરકારી નોકરના છોકરાઓ કેળવણી લેશે જેથી બીજાઓને માટે જુદો બન્દોબસ્ત કરવો પડશે. અમારી વિદ્યાલયોમાં સરકારી વિદ્યાલયોની કાંઇક રીત પણ ચાલે છે અર્થાત્ પરીક્ષા વિગેરેની ઉપાધિ રાખવામાં આવી છે, પરન્તુ એક દિવસ એવો આવશે અને અવશ્ય આવશેજ કે જ્યારે અમે પોતાની રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલય ખોલશું અને વર્તમાન શિક્ષણ પદ્ધતિમાં ઘણું હિતકર પરિવર્તન કરી શકીશું.

હું પહેલેથીજ કહી ચૂકયો છું કે અમારી કૉલેજોના વિદ્યાર્થીઓની સ્થિતિ આ મોટી મોટી વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ કરતાં કાંઇક સારી હોય છે, તેને સર્વ બાજુએથી પ્રોત્સાહન મળે છે, કારણ કે આ વિદ્યાર્થી કે જે રાષ્ટ્રીય શાળા ૧૪ વર્ષ પછી છોડી જાય છે તેને બિલકુલ પણ અડચણ પડતી નથી. તે શિવાય તે લુહાર સોની ઇત્યાદીનું કામ કરી શકે છે, અને કાંઈ નહીં તો કાંઇ પણ રીતે પોતાનો જીવન નિર્વાહ ચલાવી શકે છે, અમે લોક જેને જે યોગ્ય હોય તે ચીજ શીખવીએ છીએ. પરન્તુ તે ઉપરાંત સાથે સાથે દરેક વિદ્યાર્થીએ પછી ભલે તો તે મોટો જમીનદાર હોય કે એક સાધારણ મનુષ્યનો છોકરો હોય તે બધાને કળા કૌશલ્યનું થોડુંક જ્ઞાન આપવામાં આવે છે.

સ્કુલોમાં વ્યાપારીક શિક્ષણ ફરજીઆત કરવામાં આવ્યું છે, અને દરેક વિદ્યાર્થીને વ્યાપાર તથા કળા વિજ્ઞાન સંબંધમાં કેળવણી આપવામાં આવે છે, કારણ કે વ્યાપાર તથા કલાવિજ્ઞાન વગેરેના શિક્ષણને વિજ્ઞાનનાં એક મોટા અંગનું રૂપ આપવામાં આવ્યું છે તેથી કરીને જે વિદ્યાર્થી સ્કુલ છોડી જાય છે તેને કંઈ નહીં તો એટલું તો જ્ઞાન સંપાદન કરેલું હોય છે કે જેથી તે માસીક રૂ. ૧૫ અથવા ૨૦ કમાઇને પોતાનો

નિર્વાહ કરી શકે. તેથી તેને એક પ્રકારનો સંતોષ અને અભિમાન થાય છે કે તે એક સ્વતંત્ર મનુષ્ય છે. જો કે તે મોટામોટા ધનવાનોની માફક પોતાની જીંદગી ગુજારી શકતો નથી તો પણ તેને એટલો તો સંતોષ છે કે તે પોતાની સ્ત્રી તથા ન્હાના ન્હાના બાળકો સાથે આત્મગૌરવથી તેમજ અભિમાનથી દાળરોટલો મેળવી શકશે.

હમારી રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલયોમાં ઉપરોક્ત પ્રકારની કેળવણી આપવામાં આવશે. હું ખુલ્લે હૃદયે કહેવા માંગુ છું કે આપણા રાષ્ટ્રના અન્તિમ લક્ષ્યને પહોંચવાને આ એકજ રસ્તો છે અને જો તમે રાષ્ટ્રીય શિક્ષણના ઉચ્ચ ઉદ્દેશને ધ્યાનમાં લેશો નહીં, જો ધનવાનો પોતાનું ક્ષણિક ધન બહોળે હાથે આ કાર્યમાં આપશે નહી, અને જો ગરીબો આ રાષ્ટ્રીય શિક્ષણ આપવાને પોતાના બાલકોને આવી સ્કુલ તથા કાલેજોમાં મોકલશે નહીં, જો આ દેશનો દરેક મનુષ્ય રાષ્ટ્રીય શિક્ષણને અનુમોદન આપશે નહી તો સંભવ રહે છે કે શિક્ષણની ઉન્નતિના વિરોધીઓ નવા નવા સરકયુલરો કાઢીને આ દેશના નવકુસુમિત નવજીવનના પ્રવાહને રોકશે અને તેનું પરીણામ એ આવશે કે આપણે નામર્દ રહી જઇશું અને આપણા અન્તિમ લક્ષ્યને પહોંચવાને આપણે અસમર્થવાન થઈ શું.

હાલમાં જે સરકયુલર બહાર પડવામાં આવ્યા છે તેથી કયા દેશ પ્રેમીના અંતઃકરણને ઘા ન લાગ્યો હોય ? કયા દેશ ભકતના હૃદયને દુઃખ ન થયું હોય ? તેનું શું કારણ વારૂ ? શા કારણ થી આ દેશની વિશ્વ-વિદ્યાલયો તથા કૉલેજોમાં રાજ્યનીતિનું શિક્ષણ કાઢી નાખવામાં આવે છે ? શા કારણથી આ ગરીબ દેશ સંબંધી વિચારો કરનારા અને તેને ઉન્નત કરનારા વિદ્યાર્થી સમાજને રોકી રાખવામાં આવે છે ? શું વીલાયતમાં આવો કાયદો છે ખરો ? શું ત્યાં પણ સ્કુલ તથા કૉલેજોમાં રાજ્યનીતિના જ્ઞાનને હલકું ગણવામાં આવે છે ? શું ત્યાંના વિદ્યાર્થીઓ દેશને લગતા, રાજ્યદ્વારી તથા શિક્ષણ સંબંધી વિષયોપર વાદવિવાદ નથી કરતા ? પોતાના દેશને લગતા ગૂઢ અને મુશ્કેલ પ્રશ્નો પર શું તેઓ જીવ તોડથી નથી લડતા ? ઓકસફર્ડ તથા કેમ્બ્રીજ યુનીવર્સિટીના વિદ્યાર્થીઓ સર્વ રાજ્યદ્વારી બાબતો પર મસલતો ચલાવે છે, વાદવિવાદ કરે છે, લડત લડે છે અને ઝગડા ચલાવે છે. ત્યાંથી તે શિક્ષણને દુર કરવામાં આવ્યું નથી. પરંતુ

તેને તો ઉલટું ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે, શું ઈંગ્લંડની જાહેર સ્કુલોના વિદ્યાર્થીઓ પોતાના રાષ્ટ્રના ગીત નથી ગાતા ? હૃદયના ઉમળકાથી શું તેઓ નથી બોલતા Rule Britannia, Britania rules the waves, Britons shall never be slaves " બ્રીટાનીયા રાજ્યકર, બ્રિટાનીયા સમુદ્રપર શાસન ચલાવે છે, બ્રિટનો કદી પણ ગુલામ બનશે નહીં " સ્વદેશનિષ્ઠા તથા રાષ્ટ્રભાવની વૃદ્ધિ કરવા માટે રાષ્ટ્રિય ગીત ઉંચા સ્વરથી શુ તેઓ નથી ગાતા વારૂ ? શું આવા રાષ્ટ્રિયગીતને રાજ્યદ્રોહ ગણાવામાં આવે છે ? જો તેમ નથી તો વંદે માતરમ ઉચ્ચ આલાપથી રટન કરવું આપણા દેશ તથા દેશબંધુઓ માટે હિતકર નથી એમ કયો મનુષ્ય કહી શકશે ? એમ સાંભળવામાં પણ આવ્યું છે કે મદ્રાસની કોઇ એક કૅાલેજમાં નવયુવક મંડળના ઉદ્દેશોમાં આ પણ એક મુખ્ય હેતુ રાખવામાં આવ્યો છે કે જેથી દરેક વિદ્યાર્થી દેશભકત બનવાનો પ્રયત્ન કરે. આ ઉદ્દેશ તે સ્કુલના પ્રીન્સપાલને રૂચ્યો નહીં અને રુચેપણ કેમ ? આ ઉદ્દેશ કાઢી નાંખવાનું તેણે વ્યાજબી ધાર્યું શુ દેશભકિતને રાજ્ય ભકિત સાથે રહી નથી શકતી ? ? શું વિલાયતના એક સાધારણ મનુષ્યને અસમ્ભવિત લાગે છે કે તે દેશભકત હોઇને રાજ્યભકત પણ થઇ શકે ? કદાપી નહીં. " વસુધૈવ કુટુમ્બકમ" અર્થાત આ સંસારના દરેક મનુષ્યને પોતાના કુટુમ્બના હોય તેમ ગણીને દરેક મનુષ્યપર પ્રેમ રાખીને સાથે સાથે દેશની ઉન્નતિ માટે પ્રયત્ન કરવો જોઇએ. નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિપાવકમ્ આમંત્રનું સ્મરણ કરતાં કરતાં તન મન અને ધનથી માતૃભૂમિની સેવા કરવી જોઇએ. બન્ધુઓ શિક્ષણ વિભાગના નવા નવા સરકયુલરો અને કાયદાઓએ આપણા રાષ્ટ્રીય શિક્ષણના માર્ગમાં કાંટાઓ પાથરવા માંડયા છે પરન્તુ ખરી રીતે જોતાં તો કાયદાઓ રાષ્ટ્રીય શિક્ષણનાં મૂળને મજબુત કરી રહયા છે. અને મને આશા છે કે આપણે રાષ્ટ્રીય વિદ્યાલયો તથા સ્કુલો ખોલીને શિક્ષણ સંબંધી ગૂઢ પ્રશ્નો અંગ્રેજી શિક્ષણ જે વિભાગ હાથમાં લેતો નથી તેના પર વિચાર ચલાવીશું.

સમાપ્ત

---

---

પુસ્તક મળવાનું ઠેકાણું—

૧ રાંદેર પ્રેસ સુરત,
૨ રતિલાલ ડી. કાપડીઆ, બાલાજીરોડ સુરત,
૩ એચ. એલ. પારેખ, યુનિવર્સલ સ્ટોર્સ સપ્લા
એજન્સી, ૩૧, હમામ સ્ટ્રીટ, મું